

ભટ્ટારક શ્રી શ્રીભૂષણ વિરચિત-

# श्री प्रद्युम्नकुमार रास.

હસ્તલિખિત ગ્રન્થપરથી પ્રતિલીપિકાર—

માસ્તર છોટાલાલ ગુલાબચંદ ગાંધી-ઇડર.

સંશોધક અને પ્રકાશક.—

મૂળચંદ કસનદાસ કાપડિયા, મંત્રી,

દિગંબર જૈન ગુજરાતી સાહિત્યોદ્ધારક ફંડ-સુરત.

વીર સં. ૨૪૫૩ ]　　પ્રથમાવૃત્તિ　　[ પ્રત ૫૦૦

સુરત,-ખપાટિયા ચકલા, તાસવાલાની પોલમા આવેલા 'જૈન વિજય' પ્રિન્ટીંગ પ્રેસમાં મુળચંદ કસનદાસ કાપડિયાએ છાપ્યું.

લાગટ કિ:-આઠ આના.

# પ્રસ્તાવના.

એક સમય એવો હતો કે જ્યારે ગુજરાતમા સ્થાન સ્થાન પર અનેક ભટ્ટારકો ને આચાર્યો વિચરતા હતા અને ગુજરાતના દિગંબર જૈનોને ધર્મામૃતનું પાન કરાવતા હતા અને અનેક શાસ્ત્રોની રચના કર્યા કરતા હતા પણ કાળદોષથી ભટ્ટારકોની સંખ્યા ઘટતી ગઇ ને આચાર્યનું તો નામ નિશાન પણ ન રહ્યું, તેમજ જે ગણ્યા ગાંઠ્યા ભટ્ટારકો રહ્યા તેમના શિથિલાચાર ધીમે ધીમે એટલા વધતા ગયા કે તેમની દ્વારા ગુજરાતને ન તો પુરતો ધર્મોપદેશ મળ્યો ન તેઓ દ્વારા કોઇપણ શાસ્ત્રો રચાયલા જોવામા આવ્યાં, છતાં પણ આપણું આગળ રચાયલું સાહિત્ય કંઇ ઓછું નહોતું.

ગુજરાતમા આચાર્ય શ્રી સકલકીર્તિજી, ભટ્ટારક શ્રી વિદ્યાભૂષણજી, ભ. શ્રીભૂષણજી વગેરે અનેક એવા આચાર્ય અને ભટ્ટારકો થઇ ગયા છે કે જેમણે સંસ્કૃત, પ્રાકૃત અને ગુજરાતી ભાષામા અનેક દિ. જૈન શાસ્ત્રો રચેલા છે અને જેની સંખ્યા ગામે ગામ અને શહેરે-શહેર હજારોની સંખ્યામા હતી એમ ઇતિહાસ તપાસતાં માલમ પડે છે. ભટ્ટારકોની શિથિલાચારી, અભાવ અને અમારી બેદરકારીને લીધે તેમજ જુલમી મુસલમાની રાજ્ય-કાળમા આપણા અનેક શાસ્ત્રો ભસ્મીભૂત થવાનાં કારણે આપણું ઘણું ખરૂં સાહિત્ય નષ્ટ ભ્રષ્ટ થવા પામ્યુ હતું છતાપણ જે બચી રહેવા પામ્યું છે અને જે સુરત, ઇડર, વ્યારા, મહુવા, સોજીત્રા, કરમસદ વગેરે સ્થળોએ અદ્યાપિ પર્યંત છે તેની વ્યવસ્થા કે ઉપયોગ નહિ જેવોજ હોવાથી ઘણા શાસ્ત્રો સડી ગયા, ઉધઇ ખાઇ ગયા તથા ખવાઇ જવા પામ્યા ને અવ્યવસ્થિત સ્થિતિમા જ્યા ત્યા પડેલાં છે અને ગુજરાતમા મૂળ ગુજરાતી (પ્રાચીન) ભાષામા એક પણ શાસ્ત્ર બહાર પડેલુ જણાતું નથી.

આવી સ્થિતિમા ગુજરાતના શાસ્ત્ર-ભંડારોનો ઉદ્ધાર થવાની પરમ આવશ્યકતા જણાતી હતી જે બાબતની ખબર શ્રીમાન્ જૈન-ધર્મભૂષણ ધર્મદિવાકર બ્રહ્મચારી સીતલપ્રસાદજીને પડતાં આપે તે માટે ગુજરાતમા ખાસ ભ્રમણ વીર સં. ૨૪૪૯ વિક્રમ સં. ૧૯૭૯ મા કર્યું હતું અને વ્યારા, મહુવા, કરમસદ, સોજીત્રા અને સુરતના શાસ્ત્રભંડારો તપાસી તેને સારસુદ્ધ કરાવી વેષ્ટનો બંધાવી તેનું સૂચીપત્ર તૈયાર કર્યું હતું. (ઇડરમા પણ શ્રી સકલકીર્તિ આચાર્યનો મોટો શાસ્ત્ર ભંડાર છે તેનું સુચીપત્ર પણ તૈયાર થયેલુ છે)

આ પ્રસંગે પૂજ્ય બ્રહ્મચારીજીએ આ શાસ્ત્રભંડારમાં સંસ્કૃત, પ્રાકૃત અને ગૂજરાતી ભાષાના (ગદ્ય અને પદ્ય બંનેમા) અનેક ગ્રન્થો કોઇ પૂર્ણ, કોઇ, અપૂર્ણ, કોઇ ઉધઇ ખાધેલા, કોઇ સડી ગયેલા જોયાં હતાં, જેમાં અસલ ગુજરાતી ભાષાનાં અનેક હસ્તલિખિત શાસ્ત્રો રાસ, છંદ તેમજ ગદ્યમાં જોવામાં આવતાં પૂજ્ય બ્રહ્મચારીજીએ અમને કહેલુ કે આ બધાં ગુજરાતી શાસ્ત્રો જેની તે ભાષામાં ગુજરાતી લીપિમા પ્રકટ કરવામા આવે તો ગુજરાતને ઘણો લાભ થાય ત્યારે અમે પ્રત્યુત્તર આપેલો કે એ અતીવ જરૂરનું છે પણ એ માટે કોઇ સંસ્થા સ્થાપન થાય અને ફંડ થઇ કાર્ય ચાલુ થાય તોજ બની શકે.

આ ઉપરથી સુરતમાં તરતજ સં. ૧૯૭૯ ના જ્યેષ્ઠ સુદી ૫ (શ્રુતપંચમી) ની રાત્રે નવાપરામાં મર્હુમ શેઠ મકનદાસ દુલ્લભદાસ ગજીવાળાના ટ્રસ્ટીઓ તરફથી અત્રેની દિગંબર જૈન પાઠશાળાના વિદ્યાર્થીઓને ઇનામ આપવાનો મેળાવડો પૂજ્ય બ્ર. સીતલપ્રસાદજીના પ્રમુખપણા નીચે થયો હતો તે પ્રસંગે પૂજ્ય બ્રહ્મચારીજીએ ગુજરાતના **પ્રાચીન દિગંબર જૈન સાહિત્યનો ઉદ્ધાર કરવાની સુચના** પોતાના વ્યાખ્યાનમાં કરેલી તે ઉપર તરતજ વાતાવચાર થઇ, એક **"દિગંબર જૈન ગુજરાતી સાહિત્યોદ્ધારક ફંડ"** નામની સંસ્થા ખોલવાનો સર્વાનુમતે ઠરાવ થયેલો અને તે વખતે તરતજ એ ફંડમાં કુલ્લે રૂ. ૮૨૧)નું ફડ લખાયું હતું અને તે પછી એમાં બીજીપણ કેટલીક મદદ મળી હતી. એ પછી આ ફંડનું કાય શરૂ કરવા અમે કેટલોક પ્રયાસ કરેલો પણ પ્રાચીન હસ્તલિખિત શાસ્ત્રોનો ઉતારો કરનારના અભાવે, અમારી જીવલેણ માંદગીને કારણે તેમજ બીજાં અનેક કારણોને લઇને આ કાર્યમા ઘણો વિલબ થયેલો, એ દરમ્યાનમા પૂજ્ય બ્રહ્મચારીજી સીતલપ્રસાદજીએ સુરતના ઉપરોક્ત શાસ્ત્ર ભંડારનાં **૫૮૬ શાસ્ત્રો**માંથી ગુજરાતી ભાષાના રાસોના ૧૦ શાસ્ત્રો પ્રથમ પસંદ કરીને અમને તેની પ્રતિલીપિ કરાવીને બહાર પાડવા સુચના કરેલી જે લખાવવા માટેનો પ્રયાસ કરતાં કરતા આખરે ઇડરની દિ જૈન પાઠશાળાના અને જૈન સાહિત્યરસિક ઉત્સાહી માસ્તર **છોટાલાલ ગુલાબચંદ ગાંધીએ** એ ગ્રન્થોનો ગુજરાતી ઉતારો કરી આપવા ઉત્સાહ બતાવવાથી અમે તેમને **" પ્રદ્યુમ્નકુમાર રાસ "** નામે પ્રથમ ગ્રન્થ જે શ્રી કાષ્ઠાસંઘામ્નાયમા શ્રીભૂષણ ભટ્ટારકે

સુરતના ગોપીપરાના કાયસ્થ મહોલ્લામા આવેલા નરસિંહપરાના દિગબર જૈન મદિરમાંજ **સં. ૧૬૫૬** માં રચેલો અને જેની નકલ **સં. ૧૯૦૧** મા આશો સુદ ૧૪ ને બુધવારે **બ્રહ્મચારી ઇંદ્રજીએ** કરેલી તેનો ઉતારો કરી આપવા એ ભાઇને એ રાસ અમે મોકલી આપેલો અને તેમણે ઘણાજ પરિશ્રમથી એનો ઉતારો (પ્રતિલિપિ) અમને કરી મોકલેલો તેમા યોગ્ય સશોધન કરી, તેમજ અઘરા શબ્દો-ની નોટ તૈયારી કરી આ ફંડનું આ પ્રથમ પુસ્તક પ્રકટ કરવાનો ઉત્તમ અવસર પ્રાપ્ત થયો છે. આ ગ્રન્થની નકલ તેમજ **શ્રીપાલ મહામુનિરસ** તથા **કર્મવિપાક રાસ** એ ત્રણ ગ્રન્થોની પ્રતિલીપિ માસ્તર છોટાલાલ ગુલાબચદ ગાધીએ કંઇપણ બદલો લીધા વિના કરી આપી છે તે માટે તેમનો ફંડ તરફથી અત્યંત **આભાર** માનીએ છિયે.

આ ફંડની રકમ ઘણીજ જુજ છે અને કામ વિશાળ છે જેથી **ગુજરાતના દિગંબર જૈન ભાઇઓએ** એમાં દરેક રીતે સહાયતા આપવાની જરૂર છે; આથી આ ફંડની મેનેજીંગ કમેટી તર-ફથી ઠરાવ થયો છે કે—**આ ફંડ તરફથી જે જે પુસ્તકો બહાર પડે તે ઓછામાં ઓછી રૂ. ૫૧) ની રકમ એકી વખતે ફંડમાં ભરનારને મફત આપવાં તથા ઓછામા ઓછી રૂ. ૨૫) ની રકમ એકી વખતે ભરનારને લાગટ કિંમત જે રાખવામાં આવે તેથી અડધી કિંમતે આપવા અને બાકીનાં પુસ્તકોનો લાગટ કિંમતે ગુજરાતમાં ફેલાવો કરવો.**

આ રીતે આ ફંડ તરફથી આ પ્રથમ પુસ્તક પ્રકટ કરવામાં આવે છે, જેને પગભર કરવું એ ગુજરાતના દિગંબર જૈનોના હાથમાજ છે, જેથી ગુજરાતના દિ. જૈન ભાઇઓને **નિવેદન** કરીએ છિયે કે દરેક ભાઇ પોતાની શક્તિ અનુસાર આ ફંડમા મદદ આપે તેમજ પ્રકટ થતા દરેક પુસ્તકોની સામટી નકલો ખરીદી પોતપોતાના ગામોમાં એનો પ્રચાર કરે, કેમકે બધા શાસ્ત્રભંડારોના ગુજરાતી ભાષાના હસ્તલીખિત શાસ્ત્રો પ્રગટ કરવા આ ફંડ ઇંતેજાર છે.

વીર સં. ૨૪૫૩
આષાઢ વદી ૧૩
**સુરત.**

નિવેદક—
**મૂળચંદ કસનદાસ કાપડિયા,**
મંત્રી, દિગંબર જૈન ગુજરાતી સાહિત્યોદ્ધારક ફંડ.



श्रीवीतरागाय नमः ।

# श्री प्रद्युम्नकुमार रास.

સકલ જિનેશ્વર પદ નમું, સમવસરણ સંયુત્ત
છિત્તાલીસ ગુણ શોભિતા, કેવળ લોચન પત્ત.—૧

કર્મ અષ્ટ શ્રૃંખલ[૧] ત્યજી, સિદ્ધ ગુણાષ્ટક સાર;
સંસ્થિત સિદ્ધ સ્વભાવ જે, આપિ જ્ઞાન અપાર.—૨

આચારજ પદ પંકજ[૨], જે ગુણ છિ છત્રીસ,
ધર્માધર્મનિ દેશ જે, સંઘ ચતુર્વિધ-ઇશ.—૩

ઉવઝાય આરાધીય, ગુણ પંચવીસ વિશાલ;
પરવાદી મત ખંડને, સિદ્ધાન્તોદ્યમ માલ—૪

સાધુ શિરોદ્યમ સાધના, સિદ્ધ સૌધ[૩] સુખકાર;
અઠ્ઠાવીસ ગુણે અગલા[૪], પંચ મહાવ્રત ભાર.—૫

અષ્ટ પંચ આરાધતાં, આપિ જ્ઞાન ભંડાર,
ગણધર શ્રી ગૌતમ નમું, સકલ સંઘ સુખકાર.—૬

---

૧ બેડી, સાંકળ. ૨ કમળ. ૩ અમૃતમય. ૪ સહિત.

કાષ્ટાસંઘ દિવાકર[1], રામસેન સુરેન્દ્ર,
ત્યાનિ બાર પ્રતિબોધિનિ[2], જેમ ઉદ્યોત દિનેંદ્ર[3]—૭
શ્રી નેમિસેન ગુણવંત જે, તસ અનુક્રમિ વખાણ;
વિમલસેન મુનિવર હુવા, જ્ઞાનવંત બુદ્ધ ભાણ—૮
વિશાલકીર્તિ મુનિવર તણે, [4]બોહિ કીર્તિ સુરેન્દ્ર,
તસ પટ્ટિ દિનકર હવું, શ્રી વિશ્વસેન મુણેંદ્ર—૯
તેહ ગુરૂપદ દિવાકરૂ, વિદ્યાભૂષણ ગુ નામ;
ગ્રંથ તર્ક પૂરણ રચી, તહેનાં કુણ કહિ નામ—૧૦
તેહ ગુરૂના પદ-પંકજ, પ્રણમી ભાવ વિશુદ્ધ;
રાસ કહું રસની તલિ[5], જ્ઞાન વિજ્ઞાન પ્રસિદ્ધ—૧૧
દર્શન જ્ઞાન ચારિત્ર જે, જે જિન ધર્મ પ્રધાન;
તે હનિ નિજ હૃદયે ધરૂં, પામું બહુ વિધ માન—૧૨
શ્રી જિન મુખથી ઉપની, દેવી જે સરસ્વત્તિ;
તેહનિ હરી કુશલ નમુ, જે આપિ કવીયણ મત્તિ—૧૩

અથ રાગ દેશાખ.

શ્રી જિન મુખથી ઉપની, દેવી દેવ નિધાન;
દ્વાદશાંગ રૂપ વિસ્તરી, દેઇ જ્ઞાન સુજ્ઞાન—૧
જય જય શારદા વિનવું, તું આપિ જ્ઞાન અપાર;
દુર્મતિ જાડ્ય નિવારણી, હારે પામે જ્ઞાનનો પાર—૨-જય.
દ્વાદશાંગને રક્ષતી, દેવી દેવસ્વરૂપ,
ચતુર ભુજેરે વિરાજિત, રવિ તેજસુ દીપ—૩-જય.
દક્ષણ હસ્તસુ પુસ્તિકા, હારે બીજી જપમાલી;
ત્રીજી વીણા વાજતી; ચોથી અમૃત ઝરતી—૪-જય.
શશી વદની મૃગ લોચની, હંસાગતિ ગામી;
કાંતિ સુવર્ણ સોહામણી, નમું જય સ્વામી—૫-જય.

૧ સૂર્ય. ૨ દિક્ષીત. ૩ સૂર્ય, દિનકર. ૪ ગોરે. ૫ નીચે.

અંબા ભવાની આદિ એ, માતા કહી માતા;
ત્રિપુરા છાત્ર તું લોચના, ત્રૈલોક્ય વિક્ષાતા—૬-જય.
રૂપ અનોપમ રાજતી, કનક કાંતિ ઝલકન્તિ;
પાસે નેપુર[1] રણઝણિ, મુખ કમલ વિકસન્તિ—૭-જય.
અવિરલ વાણી તું આપતી, સેવકનિ કૃપાલ;
અજ્ઞાન તિમિર[2] નિવારતી, તું છે બહુ ગુણ માલ—૮-જય.
તુજ પ્રસાદ થકી મુદા[3], કવિ કાવ્ય કરંત;
તેહથી માતા તુંજ વિનવું, બુદ્ધિ જે વિકસંત—૯-જય

## અથ ચોપાઇ.

એક દિન વિપુલાચલ આવીયા, સુર નર વિદ્યાપુર ભાવીયા;
વનમાલી આવી વિનવ્યું, હે શ્રેણિક કરીનિ સ્તવ્યું.—૧
હે રાજન્ સ્વામી મહાવીર, જે આપિ ભવ પેલું[4] તીર;
સમવસરણ આવ્યું સ્વામી તણું, દેવ માનવ કરો સોહામણું-૨
જીવ જાતિ સવી વૈર ત્યજી, જીનવર વાણી નિત ભજી,
છ ઋતુના ફલ ફુલ જેહ, આવ્યાંછિ વિવિધ પરિ તેહ-૩
ઇસુ સુણી રાજા હરખીઉં, સ્વામી વંદણનિ ચાલીઉં;
સમવસરણમાંહિ તે જઇ, શુદ્ધ ભાવ શ્રાવક તે થઇ-૪
પૂજ્યા જિનવર જગદાધાર, પૂજા કીધી અષ્ટ પ્રકાર;
વંદ્યા જિનવર સ્તવન કરી, મનમાંહી બહુ ભાવ ધરી-૫
તું સ્વામી છિ[5] જીવ દયાલ, તું સ્વામી છિ સર્વ કૃપાલ;
તું સ્વામી છિ જગદાધાર, તું સ્વામિ છિ ભવ્ય આધાર-૬
છ કાય જીવનું પાહર[6] તું, ગયું પાપ જે માહરિ હતું;
કેવલજ્ઞાન દિવાકર દેવ, ઇંદ્ર નરેન્દ્ર કરે તુજ સેવ-૭

---

૧ ઝાંઝર. ૨ અંધકાર. ૩ આનંદથી. ૪ જે સંસારસમુદ્રની પેલી પાર લઇ જાય. ૫ છે. ૬ પાલક.

તિ અષ્ટ કર્મનું કીધું અંત, તું દીશિ મોટું મહન્ત;
ક્રોધ માન માયા નહિ લેશ, તેં પ્રતિબોધ્યા વિવિધ પ્રદેશ-૮
તુઝ દર્શનથી પાતિક[1] સવિ ગયાં, દુર્ગતિ દુઃખ સહુ વામીયાં;[2]
તુજ દર્શનથી હુઇ અષ્ટ સિદ્ધિ, તુજ દર્શનથી હુઇ ભલી બુદ્ધિ-૯
તું વીતરાગ સ્વયંભૂ શીવ, તું તુઠિ[3] મોક્ષને દિવ;
તુઝ તુંઠિ લહિયે સંપદા, દુઃખી નહિ તે જીવ તે કદા-૧૦
તિ ભાખ્યું છે ધર્મ સુજાણ, જીવદયા કરીને વખાણ;
સાત તત્વનું વક્તા તું, એવું જિન બોલું છું હું-૧૧
નવ પદારથ ષટ્ તે દ્રવ્ય, ષટ્ લેશ્યા નિકાલ તે ભવ્ય;
છકાય જીવનિ ભાખ્યા સહી, પંચાસ્તિકાય વળી સિદ્ધાન્તિ કહી-૧૨
પંચ મહાવ્રત તિ ભાખીયાં, પંચ સમિતિ વલી દાખીયાં;
ગુપ્તિ ત્રણ નિ જ્ઞાન છે અષ્ટ, રત્નત્રય બોલ્યા છે સ્પષ્ટ-૧૩
સર્વજ્ઞ નિરંજન તું કેવલી, એવા ગુણ કહેતાં કહું વલી;
સ્તવન કરીનિ નાર્યું શીષ, તું સ્વામીન્ ત્રિભુવન તું ઇશ-૧૪
નરકોઠિ બિહુ[4] નરપતિ, ત્યારિ મુનિવરનું બોલ્યો પતિ;
ભગવન્ વાખ્યાન તે કરિ, શ્રેણિક રાય તે મનમાં ધરિ-૧૫
પ્રથમ દેવપૂજા તહ્મે કરૂં, અષ્ટ પ્રકાર તે મનમાં ધરૂં;
ગુરૂ સેવા કરયો તહ્મે સંત, સ્વાધ્યાય કરયો મહંત-૧૬
સંયમ દ્વિવિધ છે જિનસૂત્ર, પ્રાણ સંયમ ચિરે પવિત્ર;
ઇન્દ્રિય સંયમ પંચ પ્રકાર, તપ બાર ભેદિ છિ સાર-૧૭
દાનના ચ્યાર પ્રકાર કહ્યા. એ ષટ્ કર્મના ભેદ તે લહ્યા;
આઠ મૂલ ગુણ શ્રાવકના આદ્ય, ત્રણ મકાર[5] છે રે અખાદ્ય-૧૮
પંચ ઉંબર વરજીઇ નિત્ય, બાર વ્રત શ્રાવકનાં સત્ય;

૧ પાપ. ૨ દૂર થયાં. ૩ જો તું રીઝે તો. ૪ બેઠો. ૫ મદ્ય, માંસ અને મધુ.

પંચાણુવ્રત ગુણવ્રત ત્રણ્ય, ચાર શિક્ષાવ્રત છિ નૈઃ પુણ્ય;
તપના બાર ભેદ અતિ શુદ્ધ, બાહ્યાભ્યંતર જાણું બુધ;
પ્રતિમા એકાદશ જિન કહી, એ અર્થ ઘણેરૂ સહી-૨૦
દાન ચાર આહાર અપાર, શાસ્ત્ર દાનનું કરી ઉદ્ધાર,
ઔષધ દાન કહ્યું જિનવરિ, અભયદાન સંસારી તરિ-૨૧
એક મહુર્તિં જલ ગાળીઈ, અનશન વ્રત વલી પાલીયિ,
સમતા ભાવ વલી રાખીઈ, દર્શન જ્ઞાન ચારિત્ર દાખીઇ-૨૨
ક્રિયા ત્રિપન શ્રાવકની જાણિ, વલી યતિની ક્રિયા વખાણિ,
અઠ્ઠાવીસ મૂલગુણ કહ્યા, પંચ મહાવ્રત વિસ્તરિ લહ્યા-૨૩
પંચ સમિતિતણું વિસ્તાર, પંચેન્દ્રિયનું રોધ[1] અપાર;
લોચ કરિતિ આવશ્યક ધનિ, નગ્ન રૂપ જિનનું યમ કરિ-૨૪
સ્નપન તૈલતણું લવલેશ, શયન તે ભૂમિતલ પ્રદેશ,
દંતધાવનનું નહિ સંસર્ગ, એક ભોજન રહિ ઉત્સર્ગ-૨૫
દશ વિધ ધર્મનિ ધરી નિરૂદિશ, પરિગ્રહ માત્ર ન દીશિ ઇસ;
કર પાત્રિ જે આહાર કરિ, તે મુનિવર જઈ મુક્તિને વરિ-૨૬
શ્રાવક ધર્મથી સ્વર્ગદુઆર, એવું ધર્મ ભાખ્યું નિરધાર;
વ્યાખ્યાન અનંતર[2] પુછિ રાય, કરજોડીનિ ઉભું થાય-૨૭
સ્વામિન્ કહું મુજનિ નિરધાર, કૃષ્ણ પુત્ર પ્રદ્યુમ્ન વિચાર;
કંસભયથી મૂકી સૂરી[3] પર, આગ્યા સમુદ્રને તટવર-૨૮
કૃષ્ણ કષ્ટથી તુ રૂહું સુર, વલી ઉપજિ નેમ જિનવર;
તેથી સમુદ્રિ દીધી ભૂમિ, એહવું સાંભલુ છિ મિ સ્વામી-૨૯
હવિ પ્રદ્યુમ્નનું કહું વૃતાન્ત, સહુ સાંભલું થઇ નિચંત,
પર શાસનનાં ડીંગાં[4] ઘણાં, તે સાંભળ્યાં મેં અળખામણાં-૩૦
જિન શાસન વિના નહિ ભ્રાંતિ, ભાખિ સ્વામી મોરિ ચિત્ત;
તે માટિ કહું સ્વામી આજ, યમ સ્વામી સારે મ્હારૂં કાજ-૩૧

૧ ક્રાધ. ૨ પછી. ૩ ગામનું નામ છે. ૪ ગપ્પાં.

પ્રોહયા સ્વામી ગંભીર નાદ, યમ[1] આજિ મેઘનું નિનાદ,
દિવ્ય ધ્વનિ કરીનિ કહિ, યમ શ્રેણિક મનમાંહિ લહિ-૩૨
ગાથ પ્રદ્યુમ્નનું કહું છું ચરિત્ર, જે સાંભળતાં થેઇ પવિત્ર,
ભો શ્રેણિક ચિત્ત સ્થિર કરી, તું સાંભળજે ભાવહ ધરી-૩૩

રાગ રામેરી ઢાલ (જયમાલાની)

અરે જંબૂદ્વીપ અતિ સેહિ, લક્ષ યોજન મન મોહિ;
તિહાં મેરૂ સુદર્શન ધીર, લે લક્ષ યોજન ઉત્તીર-૧
તિહાં દક્ષિણ દિશાનિ ભાગિ, ભરત ક્ષેત્ર તિહાં લાગિ;
પાંચસિ યોજન ચંગ, છવીસ યોજન અભંગ-૨
છરે કલા વલી તેહ, માન કર્યું જિન એહ,
તિહાં સોરઠ દેશ વિશાલ, તે દીશિ ઝાક ઝમાલ-૩
તિહાં નાના વિધ વૃક્ષ દીશિ, દીસંતાં જનમન હીસિ;
નાલિકેર નારંગી રંગી, કણુસાંરે જાંબીરી ચંગી-૫
કમરખ કુઠ ટલ્યાણાં, આમ્ર રાયણ રે સોહામણાં;
અખોડ બદામનાં વૃક્ષ, ખજુર પસ્તાનાં લક્ષ-૫
બદરી આંબલી વલી ચંચી, દ્રાખ્યા દાડમ વલી સંચી;
કદલી કમરખ સાર, લીંબુ બીજુરાં અપાર-૬
નારંગી ચંગી દીશિ, સદા ફૂલ ફણસ મોહિ;
જાયફૂલના વલી છોડ, જાવંત્રી દીશિ બહુ કોડ-૭
ભોજપત્રી કપૂરનાં વૃક્ષ, ઇમ દિશિ નાનાવિધ લક્ષ;
જાઇ જુઇ ચંપક અભિરામ, વાલુ કેવડીનાં છિ આરામ[2],-૮
જહાં ઢુકડાં[3] ઢુકડાં ગામ, નદી કૂપ સરોવર અભિરામ,[4]
ઠામ ઠામ દાનસુ શાલા, પગ પગલિ પરબ ગુણમાલા-૯
સાલઇ[5]તણું નાહ નામ, ધન ધાન્યનું વિશ્રામ;

---

૧ જેમ. ૨ બગીચા. ૩ નજીક નજીક. ૪ મનોહર. ૫ દુષ્કાલ.

જૈન લોક વસિ સાર, નહિ મિથ્યાત અપાર-૧૦
તિહાં દ્વારિકા નગરી ચંગ, જિહાં હુચિ નવ રંગ;
તિહાં ઠામ ઠામે પ્રાસાદ, વાજીંત્ર વાજે જિહાં નાદ-૧૧
ઉપર ધજ[1] કલશ સોહિ, દીઠિ ભવિક મન મોહિ;
તિહાં નરનારીનાં વૃન્દ[2], ગીત ગાઇ પૂજા છંદ-૧૨
તિહાં યતિ કરિરે વખાણ, તિહાં સાંભલિ શ્રાવક જાણ;
યતિ રે શ્રાવકના ભેદ, સાંભલિરે ચારે વેદ-૧૩
હટ્ટ[3] શ્રેણિ[4] ગૃહ શ્રેણિ ઉત્તંગ[5] જાણેરે પર્વતનાં શ્રૃંગ[6];
રત્ન રાશિ હાટિ માંડી, જાણે ઇન્દ્ર ધનુષ રે જોડી-૧૪
જિહાં ગૃહ નાટકનાં વૃન્દ, મૃદંગ તાલ આણંદ;
જિહાં રૂપવંત નરનારિ, જાણે દેવ મિથુન[7] અવતાર-૧૫
જિહાં શીલવંત છે લોક, શ્રાવક વ્રત પાલિ અશોક;
ઘર ઘર દાન સુ ચ્યાર, જિન પૂજિ ભવતાર-૧૬
જિહાં ફરતું[8] સુવર્ણ કોટ, જિહાં લાગિ સમુદ્રનો ઓટ;
રત્ન જડીત કોસીસાં દીચિ, ધન[9]-દિરે કરી વલી હીસિ-૧૭
જિહાં નાલી ઢીંકલી ગોલ, રાજા કુંણુ સકિ લેવા ભોલ;
જિહાં વન ઉપવન અભિરામ, ગજ અશ્વ ક્રીડા આરામ-૧૮
જિહાં જિનનાં કલ્યાણક હુઇ, નેમનાથ ભવિયણ મન મોહિ;
જિહાં આવિ દેવનાં વૃન્દ, જિહાં દીઠિરે મુનીન્દ-૧૯
જિન રે નિમિત્ત વાસી, શ્રીકૃષ્ણ તણું સહાય ઉલ્લાસી;
સમુદ્રિ રે આપી ભૂમિ, તિહાં નિવસે યાદવ સ્વામી-૨૦
ઇન્દ્ર આદેશની પાઇ, ધનદિરે કરી વલી ખાઇ;
સપ્ત ભૂમિ તણા આવાસ, તિહાં ઉછવના રે નિવાસ-૨૧

---

૧ ધ્વજા. ૨ ટોળા. ૩ હાટ, દુકાન. ૪ પંક્તિ, હાર. ૫ ઉંચી.
૬ ટોચ, શિખર. ૭ જોડું. ૮ ચોફેર. ૯ કુબેર.

અથ દુહા.

ઇસી નયરી સોહામણી, તેહનું શું વાખ્યાન;
જિન નિમિત ધનદિ કરી, જેહનું અધિકું વાન[1]—૧
તિહાં ગઢ મઢ મંદિર પોલ જે, વાડી વન સર[2] વાવિ;
તેહની સંખ્યા નવિ લહું, પ્રચંડ અપૂર બનાવ—૨
તિસ નગરમાં રાજીઉ, સમુદ્રવિજય ગુણ ધાર;
શિવાદેવી સોહામણી, રૂપિ રતિ અવતાર—૩
સોલ સ્વપ્ન દેઇ કરી, છપન કુમારી સાર;
નેમકુમાર તિહાં ઉપન્યા, હુઇ તે જય જયકાર—૪
સમુદ્રવિજયનિ ભાઇ જે, કહ્યા છિ જે દશ;
તે માહિ લહું સખે, વસુદેવ લઘુ વેશ.—૫
તસ ઘરિ દેવકી સુંદરી, નારી રૂપ વખાણ,
પુત્ર રત્ન તે જનમીઉં, કૃષ્ણરાય સુજાણ—૬
બીજી રોહીણી સુંદરી, તેણીએ જન્મ્યું પુત્ર;
બલભદ્ર નામિ કહ્યું, જે રાખિ ઘર સૂત્ર—૭
કંસરાય મારી કરી, અપરાજીત વલી ભ્રાત;
મથુરા સૂરીપૂર છોડી કરી, જરાસંઘ ભય ભ્રાત;—૮
ન્હાઠા વંધ્યાચલ ગયા, દેવીઇ રાખ્યા તેહ;
તિહાથી સમુદ્રિ આવીયા, દ્વારિકા વાસી જેહ—૯
એહ કથા મોટીઅછિ, જાણજ્યો જે હરિવંશ;
તેહ થકી તમો જાણજયો, શ્રી યાદવનું વંશ–૧૦
શ્રી નેમીશ્વર અહીં હવા, જાણિ લોક પ્રસિદ્ધ,
મહા પુરાણ માંહિ કહ્યું, મિ જાણ્યું અતિ બુધ–૧૧
તે માટિ શ્રી કૃષ્ણનિ, કુલમાંહિ છિ વિખ્યાત;
જરાસંઘ રણ જીતીયું, રાજ કર્યું ઉદાર–૧૨

[1] વર્ણન. [2] તલાવ.

પાંડવ સવિ[1] સેવા કરે, બીજા રાય અનેક;
ત્રણ ખંડ જીતી કરી, વલી કહોઇ કુણ વવેક-૧૩
તેહ ઘર ઘરણી[2] સોહતી, રૂપિ રતિ પરિસાર;
સત્યભામા ગુણ આગલી, રૂપિ રંભા અવતાર-૧૪
ગજરથ પરહુ પાલખી, અશ્વતણી બહુ જાતિ;
નારાયણ ઇણી પરિ રહે, જેહની નવલી ભાતિ-૧૫
નારાયણ બહુ સુંદરી, પરણી રૂપની ખાંણિ;
તેહની શી વાખ્યા કહું, તે હરિવંશે જાણિ-૧૬
એક દિન સભા પુરી કરી, બિઠુ છિ યદુરાય;
શ્રી નેમનાથ આદિ કરી, સમુદ્રવિજય વલી રાય-૧૭
રાણા સવે આગલ રહ્યા, આવિ બહુવિધ ભેટ;
મણિ માણેક અવલોકતાં, જોઇ આપણી મીટ-૧૮
ઇણી પરિ રંગિ ભર્યું, બિઠુ શ્રી કૃષ્ણરાય;
આકાશે અવલોકતાં, ચમ આશ્ચર્ય થાય-૧૯
આકાશિથી ઉતરિ, જ્યોતિ પુંજ[3] સુવિશાલ;
રાજા તે ઇમ ચિંતવિ, એ કુણ વસ્તુ ગુણમાલ-૨૦

રાગ સબાબ.

તેણી અવસર દેખી અપાર, કૃષ્ણરાય ચિંતવિરે વિચાર;
સ્યું દિશિ ગયણાં[4] ગણ[5] ચંગ, નાના વિધ દીશિ છિ રંગ-૧
કિ એ સુર તિમિર[6] હન્તુ, આવિ છિ રે નેમ નમન્તુ-૨
કિ શશીમંડલ તેજ ઝલકંત, નેમ જિણંદનિ મુખ મલંત-૩
કિ રતિકાંત કામ નરેન્દ્ર, આવિછિરે નેમ જિણંદ-૪
અગનિ દેવતા ઝગમગકરંતુ, જોવા આવિછિરે નેમ કર્મ હણંતુ[7]-૫

---

૧ સર્વે. ૨ ગૃહિણી, સ્ત્રી. ૩ સમૂહ. ૪ ઘરણાં ૫ સમૂહ.
૬ અંધકાર. ૭ હરે.

કિં મેઘ દંપતી આવતાં દીશિ, કિ મણિપુંજ મનમોહિ લીસિ–૬
કિ ઇન્દ્ર એ ખગપતિ એહ, કિ નાગેન્દ્ર રૂપ દીશિ જેહ–૭
એહવું તેજ ન દીઠું જગમાંહિ, શું દીશિછિ ચિંતે મનમાહિ–૮
ચમ ચમ સમીપિ આવિ તેહ, તિમતિમ રૂપ સરૂપી જેહ–૯
શ્વેત વર્ણ સુંદર દેહ, વિજલીનિ પિરિ[1] ઝલકિ રે દેહ–૧૦
મસ્તકિ જટા પિંગર[2] સરૂપી, સુવર્ણ કાંતિ પિરિ ચમ વ્યાપી–૧૧
કંઠિ યોગ પટ્ટ ઉદાર, કોપિન કછણદ્ધ રે અપાર–૧૨
વલ્લકી બજિ સુંદર નાદ. રાગ આલાપ શિરે સુસાદ–૧૩
આકાશથી ચમ ઢુંકડું આવિ, તિમ તિમ કૃષ્ણનિ હરખિ ભાવિ–૧૪
પછીરે સમીપે નારદ જાણ્યું, ઉભા થઇને સમીપિ આણ્યું–૧૫
નારદિ પ્રથમ જિનવર વંદ્યા, જયજયકાર કરીને રે આનંદ્યા–૧૬
અષ્ટાંગ કરીનિ જિનવર વંદિ. અનેક ભવનાંરે પાપ નિકંદિ[3]–૧૭
તું ત્રિભુવન તિલક જયજય સ્વામી, કર્મ હણતાં કલ્યાણ સુખ પામી–૧૮
જિન વંદીનિ કૃષ્ણ પાસિ, બિઠું નારદ મન ઉલ્લાસિ–૧૯
કહું સ્વામી તમો કિથી આવ્યા, ઘણે દિવસે મોરે મન ભાવ્યા–૨૦
નારદ કહિ સુણ રે મિત્ર, શ્રીનેમ વાંદવા આવ્યો રે પવિત્ર–૨૧
કંસ ભયથી તમે સહુ ઇહાં, આવ્યા ત્યારપછી હું જિહાં–૨૨
તહ્યારે વિયોગિ મુઝ દુઃખ બહુ, તે જાણિરે જિનવર સેહુ–૨૩
તહ્ય મલવા આવ્યો હું આજ, હવે સરીયાં સવિ મુઝ કાજ–૨૪
ત્હારી પ્રીત દેખી સુખી હું થઉં, શોક સંતાપ સહુ મુજ ગયું–૨૫
હવિ ત્હારાં મંદિર સ્ત્રી સહુ સંગ, જુ કહિ તું જોઉ મનરંગ–૨૬
આજ્ઞા લેઇ જોવા ચાલ્યું, જેમ જેમ દેખિ તનમાંહિ માહાલ્યું–૨૭
શ્રી શી જોઇ છિ તે રચના, તેહની કહું છું હુંરિ વચના[4]–૨૮

---

૧ માફક. ૨ પીળી. ૩ નાશ કરે. ૪ વર્ણન.

## રાગ—રામગિરિ.

તિહાંથી નારદ ચાલીઉં તે નરખીરે, જોઇ રચના સાર બહુ હરખીરે;
સપ્ત ખણ ઘહર ભલાં તે નરખીરે, તિહાં કોરણીઆલા થંભ બહુ હરખીરે;
ઉપરી ગોખટ સોહતા તે નરખીરે, રત્ન જડિત બહુ સાર અતિ હરખીરે;
ઉપરિ કલશ સોહામણાં તે નરખીરે, ફટિક મણિ તે પગથારીઆ તે હરખીરે;
નાટિક તિહાં હુઇ ઘણાં તે નરખીરે, ઘૂઘર ઘમકિ વિશાલ બહુ હરખીરે;
ધમક ધમક મદ્દલ બજિ તે નરખીરે, પુષ્પ પ્રકર અપાર બહુ હરખીરે;
ત ત થે થે તાલ બહુ તે નરખીરે, ઘર ઘર ધૂપ ઘટ ઘણા બહુ હરખીરે;
રત્નચૂર્ણના સાથીઆ તે નરખીરે, ગુખ જાલી અપાર બહુ હરખીરે;
ચંદ્રોપમ[1] ચતુર ભલા તે નરખીરે, મોતી ઝુબક ચંગ બહુ હરખીરે;
અલતાં રંગ ભર્યાં પગલા તે નરખીરે, ભવન ભૂમિ દીસંતી બહુ હરખીરે;
તિહાં ચૂઆ ચંદન મહિ મહિ તે નરખીરે, તબોલ રંગ બહુત હુ હરખીરે;
રત્ન જડિત તિહા પાલણા તે નરખીરે, ગોરી ગાય ગીત બહુ હરખીરે;
સોવન શૃંખલ ખડકતી તે નરખીરે, બાંધી ખાટ મહાત બહુ હરખીરે;
તિહાં નવ નવ રંગી કામિની તે નરખીરે, રંગિ ખેલ ખેલંત બહુ હરખીરે;
હીચકિ હીચિ હસી તે નરખીરે, ઇમ રંગો રંગ મલંતિ બહુ હરખીરે;
ઇમ શ્રેણિબંધ આવાસ[2] ભલા તે નરખીરે, તિહાં ઘરિ ઘર જિન પૂંજતિ બહુ હરખીરે,
પાત્ર દાન દિઇ ઘણાં તે નરખીરે, જોતાં હર્ષ અપાર તે બહુ હરખીરે;
તિહાંથી આગલિ ચાલીઉં તે નરખીરે, જોતું વાઘનું વૃન્દ તે હરખીરે;
પુચ્છ લાબા બીહામણા તે નરખીરે, લોચન રાતા વિકરાલ બહુ હરખીરે;
તિહાં સિંહ વૃન્દ દીસે ઘણા તે નરખીરે, સુંડ ઉલાલિ કેશ બહુ હરખીરે;
અષ્ટાપદ રોઝ રીઝડા તે નરખીરે, હરણ ભલાં નિશેષ બહુ હરખીરે;
વાનર માકડ પોપટ તે નરખીરે, હંસ મયૂર અપાર બહુ હરખીરે;
સાલઇ સરસ વચન લવિ તે નરખીરે, જોતું જાઇ વિચારિ બહુ હરખીરે;
વલી હસ્તિશાલ ગયું તે નરખીરે, સારસી કરતા નાદ બહુ હરખીરે;
સંગલ[3] દ્વીપ ઉપના તે નરખીરે, જોતાં હુઇ આહ્લાદ બહુ હરખીરે;

૧ ચંદરવા' ૨ મહેલો ૩ સિંહલ.

વલી અશ્વશાલાને નરખવા તે નરખીરે, આવ્યું નારદ ઋષિરાય બહુ હરખીરે;
પાણી પંથા કયાહારડા તે નરખીરે, કારમીરા કલોડા ઘોર બહુ નરખીરે;
હંસલા ટુંક કર્ણના તે નરખીરે, કચ્છી સહરથીઆ ચંગ બહુ હરખીરે;
નીલા જાણું આદની આઇ તે નરખીરે, કાલાં ગતાં પીત[1] બહુ હરખીરે;
પુછાલા પુંછ તે ટુકડા ને નરખીરે, ઘોટ બોટ ગજાત બહુ હરખીરે;
ઇત્યાદિક ને જોઅતું તે નરખીરે, તિહા બજિ ઢોલ નિસાણ બહુ હરખીરે;
નફેરી સરણાઇ ઘણી તે નરખીરે, તબલી તાલ ઉદંગ બહુ નરખીરે;
ઝલરી ભેરી ભુંગલ ને નરખીરે, તિહા વાજાં વાજે પ્રચંડ તે હરખીરે;
ગણી સકુનિ ઘરિ ગયું તે નરખીરે, તિહા પૂજ્યુ ઋષિ મહાત બહુ હરખીરે;
તિહાથી સત્યભામા ઘરિ તે નરખીરે, આવ્યું જોવા તેહ રૂપ બહુ હરખીરે;
સત્યભામા તેણિ સમે તે નરખીરે, પહિરિ સણગાર અપાર તે બહુ હરખીરે;
નાનાવિધ ભૂષણ ભલા તે નરખીરે, તેહનુ સુણ વિચાર તે હરખીરે;

## અથ રાગ—ગુડી.

નવ રંગી નારી નવ યૌવન ચાલતી ચાલ મરાલ હે;
નખ સીખ સુંદર અતિ છિ શોભા દીસે ગોરા ગાલ હે—૧
બાવના ચંદન અંગ વિલેપન કસ્તુરી બિહિકતી હે;
કુંકુમ રોલ કપાલ ટીબકડી, આંખડલી અણીઆલી હે—૨
ચોલી ચોલતણી રંગ રંગી, વિહિરણ નીલી ફાલી હે;
સિંથુ[2] ફુલી ચાકિ ચુની, સણગટમાંહે ઝલકંતિ હે—૩
ત્રોટી નાગ તે ખરે વહીરે કરી, ઉગનીઆં જડીઆં કાન હે;
નાકે નિર્મલ દારલુ, મોતી ગુંજા વાન હે—૪
મુસકતી ઝબકી વીજડી, અધર જસા પરવાલો હે;
ચબૂકમાં સાંમલ બિંદ પડીઉ, કોટિ જાસર જાલી હે—૫
હિરણ્ય હારમિ નવઘડ ઘટીઆ, અંગિ બહિરખા સોહી હે;
ખલકિ કંકણ ચૂડી રૂડી, દેખી મન્મથ મોહી હે—૬

૧ પીળાં. ૨ સેંથો.

પાયે નેપુર ને વીછીઅડા, અન્યોન્યિં વાજી હે;
સત્યભામા તે રૂપ દેખી, નિ નારદનિ દેખી લાજી હે-૭

દુહા (દોહરા.)

સત્યભામા નિજ મંદિરિ, પહિરી સવિ શણગાર;
નારદ ઋષિ નવી દેખીઇ, પામ્યું ક્રોધ અપાર—૧
ક્રોધભરી તે નિકલ્યું, ગયું કેલાસનિ શૃંગ;
બિઠું બિઠું ચિંતવે, મુજ માન તણો કર્યું ભંગ—૨
ઈમ વિચારી નિકલ્યું, મધ્યલોક સવિ જોઇ;
રાજભુવન રલીઆમણાં, ઘરિઘરિ[1] જોઇ સોય—૩
વિદ્યાધર ખંડિ ભમ્યું, જો તું કુંમરી વૃન્દ;
દૃષ્ટિ એકિ નવિ ગમિ, જેણિ હુઇ આનંદ—૪
તે ઠામ એકુ નહિ, જેહ નહિ ગયું તેહ;
દેશ વિદેશ જઇ વલ્યું, મનમાંહિ ધરી નેહ—૫
અટન કરતું આવીયું, કુંડણપુર વર ગામ;
ભીષ્મરાય તિહાં રાજીઉ, યાચક જન વિશ્રામ—૬
દાન શીલ ગુણિ[2] આગલું, પ્રતાપવંત ગુણ ભાણ;
સમ્યક્ત શશિ નિર્મલું, શાસ્ત્રતણું જે જાણ—૭
વૈરી ગજ યમ કેસરી, સદ વારણ મહાવીર;
તસ ઘરિ સોહે ભામિની, સતી શિરોમણિ ધીર—૮
શ્રીમતી ગુણિ આગલી, રૂપ સૌભાગ્યની ખાણ;
ગજગામિની મૃગલોચણી, સકલ કલા ગુણ જાણ—૯
તેહ ઉદરિ કમલ વસ્યું, રૂકિમણી નામ વિશાલ;
નય પૌરૂષ અંગિ અધિક, સકલ કલા ગુણમાલ—૧૦

---

૧ ઘેરઘેર. ૨ ગુણે.

વલી એક પુત્રી હવી, રાણીનિ તે ચંગ;
રૂક્મિણી નામ તેહનું, નિવસે અંગ અનંગ-૧૧
તેહ નગર મુનિ આવીયું, નારદ મુનિવર સાર;
રાજ સભાઇં વંદીઉ, બોલિ તે જયકાર-૧૨
કુશલ વાર્તા તે પૂછેનિ કરી, રંજ્યા[1] રાયના વૃંદ;
તિહાંથી અંતઃપુર[2] ગયું, મનિ ધરિ અતિ આનંદ-૧૩
અંતઃપુર નારી મલી, પૂજ્યા રૂષિવર પાય;
વારવાર તે વંદીઉ, આણંદ અંગિ ન માય-૧૪
નામ સરૂપા રાયની, ભગિનિ અતિ અભિરામ;
મુનિવરની સંસ્તુતિ કરિ, બિસાડો વર ઠામ-૧૫
અહ્ન મંદિર પવિત્ર થયું, લોચન અમીઅ પઈઠ;
પાપ સવિ દૂરિ ગયાં, જે તહ્મ નયણે દીઠ-૧૬
રૂકિમણીનિ તવ વંદાવીઉ, નારદ મુનિવર જાય;
રૂપ દેખી આચંભીઉ, આણંદ ઉપનું તાસ-૧૭
તવ આશીષ દીધુ પરિ દઈ, કૃષ્ણરાય ઘરિ સાર;
પટ્ટરાણી તુહજ હજે, રતિ રાણી અવતાર-૧૮
નામ સરૂપા તે કહિ, તે કુણ કૃષ્ણ મહંત;
દેશ કુલ ગુણ તેહનું, કહું સ્વામિન્ સોહંત-૧૯
તવ નારદ ઋષિ બોલીઉ, સાભલ એહ ગુણગ્રામ;
દ્વારિકા નયરીઈં વસિ, તે હરિવંશ ઉદ્દામ-૨૦
શ્યામલ વર્ણ સેહિ સદા ગુણ ગિરૂઉ ગાજંત;
ત્રણ ખંડનિ ભોગવિ, તે બહુ નારી મોહંત-૨૧
રાય ઘણા ઘણતર વલી, મનાવ્યા આણ પ્રચંડ;
હય ગય રથ ચતુરંગ એ, બલભદ્ર વીર ઉદંડ-૨૨

૧ હર્ષ પામ્યા. ૨ રાણીનો મહેલ.

વસુદેવ કુલ નંદનું, દેવકી ઉદરિ ધરંતિ;
દૈત્ય ઘણા મદ ભંજણું, ઇણિ વિરિ સહુ બોલંતિ-૨૩
મન મોહન મદ ભંજણું, માનિ મોટા રાય;
લક્ષ્મીધર નામ જેહનું, નારાયણ કહિવાય-૨૪
તેહ ઘરિ તું પત્ની હુયે‍ા, મિ દીધું તુજ આશીશ,
તેહનિ ઘરિ સુખ ભોગવિ, તું જીવે કોડિ વરીશ-૨૫
ઇસ્યુ કહીને ઋષિ ગયું, ચિંતિ સરૂપા ઇમ[2];
રૂકિમણી સાથિ વિચાર કરિ, હવિ કીજિ સિ કિમ-૨૬
આગિ મુનિવર પ્રણમીનિ, મિ પૂછયું તુજ કંત;
તેણિ ગોવિન્દજી કહ્યું, ટાલી વલી નારદિ ભ્રાન્તિ-૨૭
તુજનિ તોરિ બાંધવિ, દમ ઘોષરાયનું પુત;
તેહસુ વિવાહ મેલીઉ, શિશુપાલરાય માહાંત-૨૮
હવિ સ્યુ કરવું આપણિ, એ મોટી છિ ચિંત,
વિચાર કરી ઇમ ઉપન્યું, આવી એહવી મત્તિ-૨૯
દૂત એકનિ પાઠવી, કીજિ જાણસું તાસ;
તેહ પુરૂષ ઇહાં આવનિ, પુરસિ આપણી આસ-૩૦
હવિ તેણિ અવસરિ નારદ મુનિ, આવી કૈલાશ શૃંગ;
પટ આલેખી રૂકિમણી, બેસી મનનિ રંગ-૩૧
વિવિધ રંગ લક્ષણ કરી. જેહવું રૂકિમણી રૂપ;
તે લેઇ કૃષ્ણ કનિહિ, દેખાડિ મહાભૂપ-૩૨
તવ કૃષ્ણ આચંભીઉ, દેખી પટનું રૂપ,
કહુ નારદ એ કુણ[3] છે, દેખી રૂપ સરૂપ-૩૩
તવ નારદ ઋષિ બોલીઉ, ભીષ્મરાય સુજાણ,
શ્રીમતી રાણી જેહની, તેહની પુત્રી વખાણ-૩૪

૧ વર્ષ. ૨ એમ. ૩ કોણ.

રૂક્મિણી તેહનું નામ છે, રૂપે ત્રિભુવન મોહે;
એ સરખી ત્રિભુવન નહી, આણ્યું રૂપ મિં[1] તેહ-૩૫

અથ રાગ-અહોલા ગુડી.

રૂપ દેખી કૃષ્ણ ઈમ ચિંતવિ, એહ અનોપમ રૂપ રે;
મહી રે મંડલ માંહી કો[2] નહિ, ઇમ ચિંતવે મહાભૂપ રે-૧
કિંરે કિન્નર એહ કામિની, કિંરે ઇંદ્રતણી નારી રે;
મોરા મનનિ મોહતી, કામભૂપનું આધાર રે-૨
ચરણ કમલ અતિ રાતડા, સુકુમાલ કમલના પાત રે,
નખરે શ્રેણિ રલીઆમણી, રાતી શશી અર્ધ સરંત રે-૩
જંઘા કદલી સમ શોભતી, તિહા થયું એક મહાદોષ રે;
શીતલા તિહાં છે એ નહિ, રૂપની વલી રેખ રે-૪
કટી તટે સિંહ હરાવતી, મુષ્ટિ ગ્રાહી કહે શાસ્ત્ર એહ રે;
નાભિ કમલ રૂપ ઉપમ, ઉદર ત્રિવલીકૃત રે હરે-૫
કુચ કલશ અતિ ઉન્નત, પીન પયોધર સાર રે;
ગ્રીવા એ કંબૂ સમાન એ, નવસર હાર અપાર રે-૬
હાસ્ય કરી કે વીરાજતું, કવણ દીજે ઉપમાન રે;
પૂરણ શશી રે વદન ભલું, અધર તે વેદ્રુમ માન રે-૭
રયણ શ્રેણિ રે દીસે દંતની, નાસા તે કીરની જાણુ રે;
તિલ નાલ પુષ્પ વિરાજીત, ગલ્લ આદર્શ જેમ ભાણુ રે-૮
નયણ હરિણ હરાવતી, લલાટ અષ્ટમી ચંદ રે;
કામ પાસ સમ કર્ણ એ, અલિ સમ કેશનાં વૃંદ રે-૯
ગયગતિ[3] ગામિની લાલ એ, સોવન અંગનુ વાન રે;
સયલ[4] શૃંગાર વિરાજતી, રાજતી[5] રતિ સમાન રે-૧૦

૧ મેં. ૨ કોઇ. ૩ ગજગતિ. ૪ શીલ. ૫ શોભતી.

ઇસુ[૧] રૂપ દેખીનિ ચિંતવિ, ધિન[૨] ધિન એહ વિધ હાથ રે;
જેણે રે એહ રૂપ નીપજ્યું, સકલ ગુણે કરી સાથ રે-૧૧
મોહ થકીરે મૂર્છા તદા, દિગ્મૂઢ થઇ રહ્યું તેહ રે;
મેષોનમેષ નેત્ર નહીં, ઉપનું તે પરિ નેહ રે-૧૨
નારદનિ કહિ રાજીઉ, કિમ લાવ્યું એહ સરૂપ રે;
વલતું નારદ ઋષિ વિનવિ, સાંભલિ તુહ સભૂપ રે-૧૩
કુંડનપુર નાયક તણી, પુત્રી એહ સુજાણ રે;
રૂક્મિણી રૂપ સોભાગિણી, માનની તોરડી આણુ રે-૧૪
રૂક્મિણિ ભાઇ છિ તેહનું, તેણિ દીધી છિ ગુણવંત રે;
શિશુપાલ રાયનિ કુવંડી, તે હુસિ તેહનું કંત રે-૧૫
તેહ ભણી તુજનિ કહું, હવિ કરૂ એહ અક્ષેત્ર રે;
શિશુપાળ પરણવા આવસિ, તહ્નિ પરણુ હવે દેવ રે-૧૬
ઇમ કહીનિ નારદ ગયું, વેધ લગાવી તતક્ષેવ રે;
શ્રી કૃષ્ણરાય ચિંતા કરિ, એ કામ કરવું મિહેવ રે-૧૭
એહ ચિંતા કરે છિ જદા, તદા દૂત આવ્યું સુ નાર રે;
રૂક્મિણીએ રે પ્રેમિ મોકલ્યું, કાગલ લેઇ મનોહાર રે-૧૮

અથ રાગ—ધન્યાસી.

માધવ વાંચણ લાગીઉ, કાગલ બહુવિધ નેહ રે;
હાથિ ધરી હરખિ ઘણું, ઉલટ અંગિ તેહ રે-૧
મનમાં વાંચી રાખયો, રખે જાણિ કો અજાણ રે,
વિરી[૩] છિ મ્હારે ઘણા, તું છિ મોટુ સુજાણ રે-૨
હું તુજનિ અનુદિન જપું, મનમોહન અભિરામ રે;
પ્રથમ કાગળ ઇમ માંડીઉ, ઉપજિ સુખનું ધામ રે-૩

૧ એવું. ૨ ધન્ય. ૩ શત્રુ.

સ્વસ્તિ શ્રી આદિ જિનમાનમ્ય, દ્વારાવતી શુભ ઠામ રે;
કૃષ્ણરાય પદ કમલ નમી, શ્રી કુંડનપુર નામ રે–૪
રૂક્મિણી પાય નમી કહે, અહાં કુશલ ક્ષેમ છિ સાર રે;
તહ્ય કુશલના પત્ર ઘણા. મોકલયો અપાર રે–૫
અપરં તહ્મે હરિ સાંભલું, મોરી વિનતડી એક ચંગ રે;
હું તુંજ વિના અહાં દોહિલી, મુજ તુજ ઉપરિ છિ રંગ રે–૬
જેમ સતી સમરિ કાંતનિ[1] મોર સમરે જેમ મેહ[2] રે;
તિમ સમરૂ દિન રાતડી, તુજ ઉપરિ અતિઘણું નેહ રે-૭
તહ્ય ગુણવલ્લી અતિ ભલી, અહ્મ મંડપ ચઢયો સાર રે;
નેહ નીરિ[3] કરી સીંચયો, તહ્ય મનમોહન અવતાર રે-૮
સપન માંહિ તુહિ વસિ, તુ જીવન જીવ આધાર રે;
યમ યોગીશ્વર ત્રિભુવનમાં, યમ સકલ આધાર રે–૯
હું તું તુઝાન તુંહિ તુંહિ, જપું તું વાનિ તાંતિ રે;
તિમ હુ તુજ એક મનનાં, જપું તોરૂ અવદાત રે–૧૦
યમ કેતકી પરિમલ વસિ, ભ્રમરતણુ તિહાં આવિ રે;
તિમ મન ભ્રમર તે માહારૂ, તુજ કેવડ પુષ્પ જાવિ રે–૧૧
જુ[4] નહિ આવિ ઉતાવલું, તુ[5] મુજ પ્રાણનો નાશ રે;
એ જીવ તુજને સુંપીઉં, તુ પુરે મ્હારી આશ રે–૧૨
અહાં માઘ સુદિ પંચમી ગુરિ, લગન લીધું છે ચંગ રે;
શિશુપાલ આવી ઉતરૂં, પરણવા મનને રંગ રે–૧૩
ઇહાં ગામ બાહિર છિ કામનું, પ્રાસાદ મનોહર દીશિ રે;
વધામણા મુસિ[6] કરી, તે વન માંહિ અહ્મે આવિસિ રે–૧૪
હું વાટ જોઉ છું તાહરી, તહ્મે આવયો[7] મોરા નાહ રે;
તું કાંત એણિ ભવે, તુજસુ બાંધું મુજ નેહ રે–૧૫

૧ પતિને, ૨ વરસાદ, ૩ પાણી, ૪ જો. ૫ તો. ૬ કાગળે. ૭ આવજો.

જુ નહિ આવિ તુ માહરૂ, જાણુયે બોલ નિરધાર રે,
પ્રાણ અંત વેગિ કરૂં, એણી ભવ શરણુ છે ત્હારૂ રે-૧૬
આહાર પાણી તુજ નામિ, જીવનું આધાર તું નામ રે;
રાતિ દિવસ તુજને જપું, માહારિ તું વિશ્રામ રે-૧૭
વલતું કાગલ લખી આપીયું, દૂતને હસ્તે સાર રે,
હું આવું છું ઉતાવલું, લગન દિવસ નિરધાર રે-૧૮
દૂત સંતોષી મોકલ્યું, પિહિરાવી રૂડાં વસ્ત્ર રે;
શૃંગાર ભારિ ભારીઉ, દ્રવ્ય આપ્યું શત સહસ્ત્ર રે-૧૯
દૂત આવી તે નિજ પુરિ, કહ્યું સકલ વૃતાન્ત રે,
રૂકિમણીમન હરખે ઘણું, યમ આવ્યું મુજ એ કંત રે-૨૦
મનસ્યુ નિશ્ચય તે કરી, રહી ઘરમાં તે સંતરે;
નગર વીટી શિશુપાલ રહ્યું, નગર સહૂ સોહંત રે-૨૧
ઘસ મસ ઘર વિવાહનાં, કામ હુઈ ગાય ગીત રે;
મંડપ રચના રચાવી ઈં, વાજીંત્ર તિહાં બહુ વાજંત રે-૨૨

અથ-ચોપાઇ.

રાય કૃષ્ણ બલભદ્ર સુસાર, બિઠા બેઉ કરવા વિચાર;
આંપણ કુંડણપુર જાઇઇં, ને રૂકિમણી વેગે પાઇઇ-૧
પ્રમાદતણું નહિ એ ઠામ, તેહનિ માહારૂં છિ વિશ્રામ;
ન જૈઇ તું થાઈ વિરોધ, રૂકિમણી કરસિ પ્રાણનું રોધ-૨
કટક લેવાનું નહિ એ કાજ, ન જઇઇ તું લાગિ લાજ;
આપણ બંને જણ જાયવું, એ કામ એણી પરિ જાણવું-૩
ઇમ જાણી નિકલ્યા દો જણા, રથ બેસીને સોહામણા;
કુંડણપુર નગર તણિ વન[1], દેખી વનનિ હાસિ[2] મન-૪

---

૧ વન. ૨ હર્ષિત.

કામદેવના વનમાંહી ગયા, રથ છોડીનિ સુખીઆ થયા;
વનમાં રથ સંતાડયું તદા, વૃક્ષ કુંજમાં બિહું સુહા—૫
તવ રૂકિમણી વધામણા મસિ, સહિયર મલી સવી ઉલ્લસિ;
ગીત ગાત સાહયર તે મલી, તવ રૂકિમણીની પૂગી રલી—૬
નગર બાહિર તે આવ્યા તદા, શિશુપાલ સેવક જાવા ન દિ[1] તદા;
તવ રૂકમણી બોલી અસી વાંણી; શિશુપાલ વર મિ મન માંહી આણી—૭
તે પૂગી છિ માહારી આશ, તસ કારણ ગાઇ છિ ભાસ;
તે સેવકે જંનિ[2] વિનવ્યું, એ પ્રસ્તાવ સહુ તમ કહ્યું—૮
શિશુપાલે તવ આજ્ઞા દીધ, જાવા દીધી કુમારી પ્રસિદ્ધ;
વધામણું લેઇ નીકલ્યાં, વાટે જાતાં સજ્જન ઘણાં મલ્યાં—૯
વાડી મુખિ સખી તવ રહી, હું માંહી જાઉં છું ઇમ કહી;
કામદેવ વાદી આવું ઇહાં, ત્યાર લગી વલી રહિયો તિહાં—૧૦
રૂકિમણી પિઠી[3] વાડી માંહી, કામદેવનું પ્રાસાદ છે જાંહી;
માંહિ પિઠી વાંદી દેવ, સ્તુતિ બોલીને કીધી સેવ—૧૧
કૃષ્ણ ન દેખનિ[4] આકુલ થાઇ, ન આવ્યા કારણ કુણ કહિવાઇ;
રૂદન કરવા લાગી તદા, કૃષ્ણ પ્રગટ્યું પ્રેમિ કરી તદા—૧૨
સુંદરી આવ્યું હું તુજ કનિ, નયન પ્રીતિ જોએ મનનિ;
તોરા વચનનું મુઝ વિશ્વાસ, કામદેવિ તુઝ પુરી આસ—૧૩
લજાઇ મહી મંડલ જોઇ, સ્વેદ બિન્દુ અંગિથી ચૂઇ[5];
બલભદ્રિ રથ કરી મસ્તેદ, જાણ્યું શત્રુતણું વિચ્છેદ—૧૪
કૃષ્ણિ હરિત ઝાલી ચાર, હૃદય સાથિ ચાંપી છિ ત્યાર;
એહે મિ ખાંતાંરે રથ થાપીઉ, તિહાં સત્ય વચન એણી પરિ આપીઉ—૧૫

૧ દે. ૨ જાઇને. ૩ પેઠી. ૪ દેખીને. ૫ ઝરે.

રથ બિસાડી ચાલ્યું જામ, મન માંહિ એ ઉપન્યું તામ;
હું કૃષ્ણ કિમ ચોરી કરૂં, વિરિ[1] હણીને પ્રત્યક્ષ વરૂં-૧૬
ઇમ ચિંતી શંખ પુરીઉ, બાલકપણિ કંસ ચોરીયું;
શંખનાદ સુણીનિ તદા, સુભટ થયા સહુ ઉન્મદા-૧૭
ધસમસ કટક ધાઇ ધુસટ કરિ, જરહ જીણ અંગિ અનુસરિ;
હસ્તિ ઘોડા નિ પાખરિ,[2] કરવા યુધ તે હર્ષજ ધરિ-૧૮
ધાયું કટક તે આવિ તિહાં, કૃષ્ણ બલભદ્ર છિ જિહાં;
ભીષ્મરાય રૂકિમણીઉ[3] તદા, આવિ શિશુપાલ તે મુદા[4]-૧૯
કટક ચાલ્યાં ઘણાં ખલભલ્યાં, રાય ઘણાનાં ઘણ[5] પરિમલ્યાં,
ધમ ધમ વાજિ છિ નિશાણ, થોભ્યું ગઇણિ જોવાનિ ભાણ-૨૦
કટકતણું નવિ લાભિ પાર, દેખી રૂકિમણી ચિંત અપાર;
એ દો જણ અંગિ એકલા, વિરીભણ જણ મોટા મલ્યા.-૨૧
એ સહુ મળી કરસિ એહ અંત, એ પુરૂષ મોટા મહન્ત;
મુજ નિમિત્ત હોસિ એ નાશ, મ્હારી ભાગી સઘલી આશ-૨૨
ઇમ ચિંતીનિ રૂદન કરિ, આંસૂઇં[6] તિ નયણ ભરિ;
દેખી કૃષ્ણ બોલાવિ નારિ, ગહિલી[7] મ[8] માને સમનમાંહિ હારિ-૨૩
એ સહુઇ મુજ કિંકર જાણ, એ સહૂ વિહિાસ મારી આંણ,
સિંહ એક હસ્તિ યમ બહૂ, સૂર એક તમ નાશિ સહૂ-૨૪
જીવ એક કર્મ ક્ષય કરિ, જીવ એક મુક્તિ સ્ત્રી વરિ;
મેઘ એક ટાલિ સહુ ઇત[9], રાય એક સવિ રાખિ નિત[10]-૨૫
કોટી ભટ લક્ષ ભટી જે કહ્યા, તે મુઝ તોલિ કો નવિ લહ્યા;
કાં કંપિ છિ તોરી કાય, હું નારાયણ ત્રિભુવન કહિવાય-૨૬

---

૧ શત્રુ. ૨ પાયદળ. ૩ પાસે. ૪ હર્ષથી. ૫ સમુહ. ૬ આંસુથી. ૭ ઘેલી. ૮ નહીં. ૯ દુઃખ. ૧૦ નિત્ય.

જોજે મ્હારૂ બલ દાખવું, પછિ તું જાણે એ હવું;
બાણુ લેઇનિ નાંખ્યું યદા, સાત તાડ વિંધાયાં તદા.–૨૭
હસ્ત તણી મુદ્રાનું રત્ન, તાણી કાઢયું તે કરી યત્ન;
આ પૃથા માંહિ તેઉ ધરી, રૂક્મિણી હસતી સ્વસ્તિક કરી–૨૮
દેખી પરાક્રમ રૂક્મિણી તદા, એ સુભટ દીસિ[1] સર્વદા;
અછેદ્ય અભેદ્ય દીસિ છિ એહ, ઘણા મલીનિ સ્યું કરિ તેહ–૨૯
ત્યારે માગી લીધું બોલ, સ્વામી રૂક્મિણીઉ છિ અતિ નિટોલ;
તેહનિ અભિદાન[2] યાચઉ, જે સકલ દાનિ અર્ચિઉ–૩૦
એ અન્યાઇ મુંકે જીવતું, મુજ ભાઇ તુજ સાલુ શોભતું;
કૃષ્ણે તવ તે માંની વાચ[3], પાલેશ વચન તુજતણું હું સાચ–૩૧
લેઇ વચન તવ હરખી ઘણું, દેખી પ્રાક્રમ કાંતજ તણું;
એ હવિ કટક તે આવી મલ્યાં, કૃષ્ણ રથસુ જૈ ભલ્યા–૩૨

અથ રાગ—સિંધુઉ.

અરે અક્ષુંહિ અણી મલ્યાં તેણી વારિ દ્વેષ ધરીનિ આવ્યા
અનિવારિ;
આરિ માંહોમાંહિ તે [4]તીરિ, તે મન રાખે મોટેરા ધીર રે–૧
વાગિ ખડગ તણા પ્રહારિ, ભેદી અંગ કરિ તે દૂરિ;
રૂધિર પ્રવાહ તે ચાલિ પૂર, નાસિ કો એક ભૂર રે–૨
ઇમ હુઇ રે યુદ્ધ અપાર, વાગિ ખડગ તણી તે ધાર;
હુઇ સુભટતણી મોરામોરિ,[5] તિહાં કેહિનું નહિ કો આધાર રે–૩
તિહાં ન કરે કો વારોવારી, રાયકંઠના ત્રુટયા તિહાં હાર;
તે પડીઆ ભૂમિ મંઝાર, ચાલી આવે સુભટ તણા બાર–૪
તિહાં છત્રીસ દીસિ હથિઆર રે,

૧ સું, ૨ અભયદાન, ૩ વાણી, ૪ તીર, ૫ મારામારી.

તિહાં ભલ્લે વિધાઇ અંગ, શિર સુઝરી કરિ તે ભંગ;
માંડ્યું રણતણું તિહાં જંગ, હસ્તિ પડ્યા તેહાંરે ઉત્તંગ રે—૫
દીસિ બાણતણા રે વિહંગ, સુભટ રહ્યા તિહાં સંગ;
અગનિ ઉડિરે પતંગ, ઇમ હુએ રંગ સુરંગ રે—૬
સુભટ પડ્યા રણમાંહિ, છરી કટારી છેદિ તાંહિ;
વલગિ યુદ્ધ કરિ બાહિ બાહિ, બોલાબોલ કરિ છિ ચાહિરે—૭
સુભટ કાયરનિ સાંહે, ત્યારિ અંગિ ધરિ તે આહિ;
રણમાંહિ સુણી ચાહો આંહિ, તિહાં કાયર બોલે માં પાહિ રે—૮
બલભદ્રનિ તે ઘા સૂકી, રૂક્મિણીઉ મુકતા ચૂક;
તવ કૃષ્ણ તે ક્રોધ સંધૂકિ, ઝાલ્યું રૂક્મિણ રથમાંહિ મુકિ રે—૯
તવ કટક થયું તે ભૂકિ, વલી રથ રે ઘણેરા જૂકિ;
રૂધિર ગજમાં યમ ત્રુકિ, તવ નારાયણ તિહાં હાકિ રે—૧૦
તવ શિશુપાલ કૃષ્ણિ માર્યું, અપરાધ સત તે નિવાર્યું;
અન્યાઇ ઘણેરૂ હાર્યું, પાપ કર્મ તણિ ભારિ ભાર્યું રે—૧૧
તિહાં કૃષ્ણિ ઘણેરૂં વાર્યું, મરી નરકિ ગયું નઠારૂં;
એ રૌદ્રતણુ અવચારૂ, તિહાં હવુ જય જય કારૂ રે—૧૨

અથ—ચોપાઇ.

તિહાંથકી તે જયશ્રી વરી, શત્રુ સવિ સંકટ પરહરી;
જય શબ્દ વાગ્યાં વાજીંત્ર, રૂક્મિણી કૃષ્ણ પામી પવિત્ર—૧
બલભદ્ર તે રૂક્મિણી સાથ, કૃષ્ણરાય મોટું નરનાથ.
નિજ કટિક[1] આવી સહુ મલ્યું, ચતુરંગ સૈન્ય અતિ નિર્મલું—૨
રાય ભિષ્મ નિ પુત્ર સુરંગ, રૂક્મિણીઉ મૂકયું ઉતંગ;
તે બેઉ કૃષ્ણરાયનિ સાથ, ચાલ્યા બુલાવ્યા નરનાથ—૩

૧ લશ્કર.

શ્રી ગિરનાર તીર્થં આવીયા, તિહાં દેવ પૂજીનિ સુખીઆ થયા;
જૂનાગઢમાં વિવાહ થયું, શોક સંતાપ તે સહુનું ગયું–૪
તિહાંથી શ્રી દ્વારિકાં આવંત, સાથિ રૂકિમણી શોભંત;
ગયગલ[1] રથનું ન લાભે પાર, વાગે વાજીંત્ર જયકાર–૫
નગરી સહૂ શણગારી તદા, ગીત ગાન ગાઇ સહુ મુદા;
ધ્વજા તોરણ છિ રલીઆમણાં, ઘરિ ઘરિ હુઇ વધામણા–૬
નાગરિકો મલવાનિ જાઇ, ભેટતણા ઢગલા તિહાં થાઇ;
શુભ મહૂર્તિ નગરે પિસન્તિ,[2] સ્રીજન જોવાનિ આવંતિ–૭
ઠામિ ઠામિ સ્રીના તે થોક, જોવા મલીઆ છિ વલી લોક;
[3]ગુખ જાલીઇ બિસી જોઇ, એ વર એ વહૂ એહવાં હોઇ–૮
એ જોડ સરખી એહવી મલી, એ જોડી દીસિ છિ નિર્મલી;
પાલખી એક માંહિ બિસીયાં, નાગરિકે લોકે નિરખીયાં–૯
કો કહિ એણી ઇસ્યું પુણ્ય કર્યું, સુખ પામ્યું સહુઇ પરવર્યું;
કિં સુપાત્રને દીધાં દાન, કિં મુનિવરને દીધાં માન–૧૦
કિં નોકર મંત્ર તે જપ્યું, કિં તપ કરી કર્મમિલ ખપ્યું;
કિં જીવદયા વર પાલ્યું ધર્મ, જેણિ પાંમી છિ એવડા શર્મ–૧૧
કિં શીલવ્રત સાચું પાલીઉ, કિં સંયમ વર એણીઇ લીઉ;
કિં ભાવના ભાવી મન રંગ; જેણિ પામી છિ એ વર ચંગ–૧૨
તવ જોવા નારી નિસરી, રૂપ શણગાર તે વિપરીત કરી;
કર કંકણ કર્ણિં મૂકીયાં, કર્ણાભરણ હસ્તિ ઢુકીયાં–૧૩
સિંદૂરિ નેત્ર આંજીઇ, કો કજ્જલિ કરી મુખ માંજયિ;
કજ્જલની ટીલી સાઇઇ, ઇમ શણગાર કર્યું નારીઇ–૧૪
ધસમસ કરતાં ચોલી ચંગ, પિહિરિ[4] ઉપરાડી ઉઘાડું અંગ;
ઘાટડી લેઇ પિહિરિ સાર, સાડી મસ્તકિ ઉપરિ નિરધાર–૧૫

---

૧ હાથી ઘોડા. ૨ પેઠા, ૩ ગોખ, ૪ પહેરી.

કડછી એક પ્રીસી તે સ્વામી, તવ સંભલ્યું ગોવિંદનું નામ;
ધાઇ કડછી કૂરિ ભરી, જમતુ ભરતાર પરહરી-૧૬
બાલિક વરાસિને કૂતરા કિઠ, ચઢાવ્યા તે બાહિ ધર્યો;
નિજ બાલિક રોતા પરહર્યાં, તવ નારીચિતે એહવાં કર્યાં-૧૭
કો નારિ તે ઇણિપિરિ કરિ, વસ્ત્ર લેઇ શિર ઉપરિ ધરિ;
કિઢિ પિહિરવું તે વિસર્યું, કો નારીઇ એહવું કર્યું-૧૮
એક નેત્ર કજ્જલ અનુસરિ, બીજી લેઈ ચુનું ધરિ;
વિથ્રપણિ અંતર નવિ લહ્યું, એ સ્વભાવ નારીનું કહ્યું-૧૯
કટિમેખલ બાંધી તે ચરણ, નેપુર લેઇ કટિતટ તે ધરણ,
અર્ધ સ્નાન ભરી એક ખિલ, નવિ ઉતાર્યું અંગનું મિલ[૧]-૨૦
એહવી વાટિ ઉભી રહી, ચતુર પુરૂષ તે ગિહિલી[૨] કહી;
નાહાંની મોટી વાટિ ધાઇ, કૃષ્ણ રૂકિમણી કેણિ વાટિ જાય-૨૧
એક એક તે ઉપરિ પડિ, નિર્બલ નારી તે વાટિ રડિ[૩]
મિ નવિ દીઠું ઉચ્છવ એહ, એ નિષ્ફળ થયું મુજ દેહ-૨૨
કો મોતીઇં[૪] વધાવિ નારિ, કો નારી તે કરિ ઉવારિ;
વર વહુનાં કરૂં ઉવારણાં, વિધાતાનાં લેઉ ભામણાં-૨૩
એહવું જોતાં હરખ ન માય, પુણ્યતણાં ફલ એ કિહિવાય;
ઉચ્છવસ્યું આવ્યા આવાસ[૫], રૂકિમણીની પુહુતી આસ-૨૪
હવિ રૂકિમણીનિ આપ્યા આવાસ, જઇ રહ્યા દીસિ આકાશ;
વસ્ત્રાભરણ દ્રવ્યિ પુરીયા, દાસી દાસ સેવક સુંપીયા[૬]-૨૫
માનિ કૃષ્ણરાય અતિ ઘણું, રૂકિમણિનિ તે સોહામણું;
રાતિ દિવસ તે રૂકિમણીનિ ઘિરિ, રાય કૃષ્ણ તેહેજ અનુસરિ-૨૬
રૂકિમણીને અતિઘણુ નેહ, કૃષ્ણરાયનિ છિ સુ-સ્નેહ;
એણિ પિરિ દિન સુખમે જાય, એ પુણ્યફલ નજરિ કિહિવાય-૨૭

---

૧ મેલ. ૨ ઘેલી. ૩ રડે. ૪ મોતીથી. ૫ મહેલ. ૬ સોંપ્યા.

## અથ રાગ-ગુડી.

રે પ્રાણનાથ તું રાજા મોટુ, એહવાં ન કીજિ કાજરે;
મુખ તંબોલ ઉચ્છિષ્ટ કહિવાય, હસ્તિ ધરતાં ન આવી લાજરે-૧
અહો સ્રીજન બુદ્ધિ વિહીણા, તહ્મે જ્ઞાનવંત સુજાણ રે;
તમે સ્યું હસુછુ મુજનિ, તહ્મ સરખા કુણ અજાણ રે-૨
મિ જાણ્યા હતા તહ્મે ડાહ્યા, તેહનું આવ્યું પાર રે;
જયારિ તંબોલ તિ છેહડિ[1] બાંધ્યું, મિ મૂરખ જાણ્યા નિરધારરે-૩.
એ લઘુ બિહિન તે મિ કરી માની, લાડકી લઘવી વાન રે;
જે વાહલી તુજનિ તે મુજનિ, દીજિ તેહનિ માન રે-૪
તુજનિ લઘુ પણ-નિ તે વિદ્યા, ન વિસરી તે લવલેશ રે;
ઢોર ચારી જાણો રે નાહ, અંગ નહિ રાજનું અંશ રે-૫
તુ કછોટી વાલિનિ કાંબલી ઉઢે, મસ્તક મોરના પીછ રે;
હાથિ લાકડી ઢોરનિ વાલુ. તહ્મ જાતિ જ્ઞાન તેનું છ રે-૬
તુજનિ વનમાં ડાપણ કુણ સીખવિ, ઘરડું ભરૂઆડ તુજ બાપરે,
દહી મહી વેચતી હીંડિ માતા, તહ્મે ભલે નામિ મારૂ સાપ[2]રે-૭
તહ્મે હુંબડા વનમાંહિ બુધા, તહ્મે ફલપાત્રના કરૂ ભોગરે;
ધિસ[3] છાસ જાસક સીરાવું, તહ્મનિ એવડું શું સંયોગ રે;-૮
મિ તુ[4] એ તંબોલ જાણી લીધું, તુજ વલ્લભ તે અપાર રે,
હું મોરા ગુણ નવિ મૂકું, તું વલ્લભ ભર્તાર રે-૯
જે તુજ વાહાલું તે મુજ વાહાલું, એ સતીય તણા ગુણ જાણરે;
ત તંબોલ તે હસ્તિ ઝાલ્યું, તે માટિ તિલક પ્રમાણ રે-૧૦
કુંણ પુણ્ય તણિ મહિમાઈ, તિ રાજ પામ્યું વિશાલ રે;
શ્રી નેમનાથ તણિ પ્રાસાદિ, તહ્મે કરો કલ્લોલ રે-૧૧

---

૧ છેડે, ૨ છાપ, ૩ ઘેંસ, ૪ તો.

વાડી એહવી માંહિ ગયું, રૂક્મિણીસ્યું[1] તે સુખીઉ થયું,
તિહાં બિસાડી વાવિ ઉપકુંઠ, કૃષ્ણિ કીધું કામ ઉલ્લંઠ–૩
વનદેવીની પિરિ તે કીધ, દૃઢ પદ્માસન તેહનિ દીધ;
શ્વેત સાડી પહેરાવી સાર, કેસર છંટિત અનિ[2] મનુહાર–૪
પુષ્પહાર કંઠિ રોપીઆ, કુંડલ કર્ણિસ્યું જોપીઆં;
નવસર હાર કંઠિ સોહંતિ, પાયે નેપુર રણુજણ વાજંતિ–૫
આગલિ મુકયા પુષ્પ પ્રકાર, દીપક અગ્ર કરિ ઝલકાર;
હું જાઉં છું ઘરલગી કામ, તુ એણિ પિરિ રહેજે વિશ્રામ–૬
તે વચન શિર ઉપરિ ધરી, સચ માન વચન અનુસરી;
તિહાંથી આવ્યો ભામા ઘરિ, વચન એક એણિ પિર ઉચરિ–૭
સત્યભામા તહ્મે જાઉ વન, આજ રૂકિમણી મેલું એહવું મન;
પહેલે વનમાં જાઉ તહ્મે, રૂકિમણીને મોકલું છું અહ્મે–૮
તિહાં જૈ બિસુ તહ્મે વડાં, રૂકિમણી રાણી છિ લુહડાં[3];
પાછલથી તે આવસિ સહી, ગયા કૃષ્ણરાય ઈમ કહી–૯
વનમાં આવી પુષ્પનું ગુંછ, તે માંહિ પેઠું થૈ તુછ;
જોવા લાગુ તેહ પવિત્ર, ભામા રૂકિમણી તણું ચરિત્ર–૧૦
સત્યભામા વનમાંહિ તદા, વાવિ કાંઠિ આવી છિ યદા,
રૂકિમણી તેણીઇ નવિ લહી, વનદેવ્યા તે જાણી સહી–૧૧
એહની હું હવિ સેવા કરૂં, પૂજીનિ એક વર વરૂ;
પછિ રૂક્મિણી આવસિ, વનદેવ્યા અહાંથી જાઇસિ[4]–૧૨
સ્નાન કરીનિ આવી પાસિ, પુષ્પ પ્રચુર તે લેઇ ઉલ્લાસિ;
સાષ્ટાંગ પ્રણામ જબ કરિ, સાર વચનિ કરી સ્તુતિ ઉચરિ–૧૩
તું જગદંબા તું ભગવતી, તું આપિ સહુનિ સન્મતિ;
પાવન હું થૈ છું આજ, પૂરે માહારી સઘલી આસ–૧૪

૧ સાથે. ૨ અને. ૩ રીસાયલાં. ૪ જશે.

કરી સ્નેહનિ એહુ ઘરિ ગયાં, નિજ નિજ ઘરિ જે
સુખીઆં થયાં–૨૬
એક દિન કૃષ્ણ સભા મંઝાર, બિહુ રાયતણિ પરિવાર;
તવ દુર્યોધન રાયનું તદા, આવ્યું દૂત દ્વારિકાંઇ[1] મુદા–૨૭
કૃષ્ણ પ્રણમીનિ બોલિ ઇમ, દુર્યોધન બોલ્યું તું યમ;
કાગળ આપ્યું હસ્તિ સાર, કૃષ્ણ વાંચિનિ હર્ષ અપાર–૨૮
રાય કૃષ્ણિ વિચાર્યું ઇમ, એહ વાતનું કીજિ કિમ;
કાગળ મોકલ્યો સત્યભામા પાસિ, સત્યભામાનિ મન ઉલ્લસિ–૨૯
તે કાગળમાં લખ્યું છિ ઇસ્યું, તે કારણ તહ્મે જાણ્યું તિસ્યું;
દુર્યોધનિ લખ્યું છિ સાર, તે તેહનું સુણયો[2] વિચાર–૩૦
મ્હારિ ઘરિ પુત્રી હસિ ચંગ, તહ્મ ઘરિ પુત્ર હસિ ઉત્તંગ,
પરસ્પરિ વિવાહ કીજીસિ, માનવ ભવ ફલ ઇમ લીજીસિ–૩૧
યદિપિ અહ્મ ઘર પુત્ર અપાર, તહ્મ ઘિરિ પુત્ર હસિ સાર;
તુહિ[3] પણ વિવાહ ઉછાહ, ઇમ કરવું સ્વામી નરનાહ–૩૨
એહવું વાંચીનિ સત્યા તદા, સ્વવચ જાણીનિ ઘરમાં મુદા,
માહારિ પુત્ર હસિ વિહિલું, હવિ એ બોલ કરૂં પેહિલું–૩૩
રૂક્મિણીનિ ઘિરિ મોકલ્યા દૂત, વાત કરાવી તિહાં અદ્‌ભુત;
સત્યભામાઇ કહ્યું છિ ઇસું, તેહ તણું કારણ કહું તિસું–૩૪
જુ તુઝ પુત્ર હસિ તે આદ, પુત્રી દુર્યોધનની એ વાદ;
ત્યારિ મુઝ મસ્તકની વેણિ, વદના પાયતલિ તું એણી–૩૫
જુ મુઝ પુત્ર હોસિ ઉદાર, પરણિ જ્યારિ તેહ કુંમાર;
ત્યારિ તવ મસ્તક મુંડીઇ, વેણી વરચરણિ મંડીઇ–૩૬
દુર્યોધનિ લખ્યું છિ ઇમ, એહ વાતનું કીજિ કિમ,
પરસ્પરિ પ્રતિજ્ઞા કરી, બલભદ્રનિ સાખી[4] ધરી–૩૭

---

૧ દ્વારિકાથી. ૨ સુણજો. ૩ તોપણ. ૪ શાક્ષી.

સત્યભામાનુ પુત્ર પરણીઇ, તારિ રૂક્મિણી વેણી આણીઇ;
રૂક્મિણીનું પરણ્યિ યદા, સત્યભામા શિર મુંડિયે તદા—૩૮
એહ વાતનું કાગળ લખ્યું, રાય કૃષ્ણ બલભદ્રિ ભખ્યું;
કોન ફરી જાઇ તે માટ, હવિ બેઉ જણાનિ થઆ ઉચાટ—૩૯
એક દિન રૂક્મિણી સુતી સેહિ[1], સપન દીઠા તેણીઇહે જિ;
સુર્યમંડલ ઝલકંતુ સાર, અગ્નિ નિર્ધૂમ અપાર—૪૦
સાયર[2] જલ ગર્જન તે રિ, ચંદ્ર સોલ કલાઉ ધરિ;
સ્વપ્ન ચાર દીઠાં ઉત્તંગ, જાગી રૂક્મિણી મનનિ રંગ—૪૧
પ્રાતઃકાલનું કર્મ સાચવી, જાણે રતિરાણી અભિનવી;
કૃષ્ણનિ પૂછિ શયન-વિચાર, કહિ સ્ત્રીનિ કૃષ્ણ ભરતાર—૪૨
સુણિ સુંદરી એહનું વિચાર, હુસિ પુત્ર તે ભુવનાધાર;
સૂર્ય થકી પ્રતાપી હશે, અગ્નિથી કર્મ બાળશે—૪૩
સાયરથી ગંભીર અપાર, ગુણ રત્ન કેરૂ આધાર;
ચંદ્ર થકી હસિ અતિ સાર, કામ રાય હુસિ અનુપૈ.મ—૪૪
સુણી સ્વપન હર્ષિં ઉલ્લસી, રતિ રાણીએ હુઇ તિસી,
સોલમિ સ્વર્ગ થકી એક દેવ, રૂક્મિણીનિ ગર્ભિં આવ્યું હેવ—૪૫
સત્યભામા તે તેણી રાતિ, સ્વપન દીઠા તે કહેવા ભાતિ;
સાયર સિંહ અને અગ્નિ વિશાલ, પુષ્પમાલ વલી ગુણમાલ—૪૬
જાગીનિ ઉઠી પ્રેમ ધરી કૃષ્ણ પાસિ જઈ પરવરી;
પુછ્યાં સ્વપન અને કહ્યું વિચાર, સત્યભામા મનિ હર્ષ અપાર—૪૭
સાયર થકી ગંભીર સુજાણ, સિંહથી બલવંત વખાણ;
અગ્નિ થકી કર્મ કરસિ અંત, કુસુમમાળ જસવંત સુસંત—૪૮
લક્ષણવંત પુત્ર તુઝ હસે, સૂણી સત્યભામા ઉલ્લસિ;
નાથ વંદિનિ આવી ધિર[3], જૂઉ[4] પુરુષ તણિ એ પિર[5]—૪૯

૧ પથારીમાં. ૨ સમુદ્ર. ૩ ઘેર. ૪ જોયું. ૫. ફળ.

સોલમા સ્વર્ગ થકી એક જીવ, ભવ્ય શિરોમણિ તેહ અતીવ;
સત્યભામાનિ ગર્ભિં અવતર્યું, નિજ કર્મિં એ વહિરૂ[1] કર્યું-૫૦
રૂકિમણીના ગર્ભ ચિન્હ કહું, એ રાસમાંહિં થોડિ લહું;
થોડું કહ્યા પાખિ નવિ સરિ, કહ્યા પાખિ કિમ યશ વિસ્તરી-૫૧
મુખ પાંડુ છાયા તાપની, ઉદ્દ[2] ઉપરિ ખડી ઉપની;
ગતિ આલસ થઉ તેહનિ, ત્રિવલી ભંગ થયું જેહનિ-૫૨
અભૂખ અનીદ્ર તત્પર થયું; કુચ ઉપરિ તે શ્યામ ગુણ ભર્યું;
સ્વાસ ઉસ્વાસ બહુ પરિ સદા, ગર્ભ ભાવથી હુઇ તદા-૫૩
ગૌર વર્ણ કુચ[3] કલશ તસહ્‌હવા, અવયવ પ્રગટ્યા સ્થુલ નવ નવા,
નિતંબ પ્રદેશ સ્થુલ તસ હવું, ગર્ભ લક્ષણ કવિ તાઇ કથ્યું-૫૪
પરિમેયાભરણ પહિરતી, જાંઘા કંડુ કઠિણ તારતી;
આહાર તુચ્છ નિ થોડુ બોલ, સુગંધી દ્રવ્ય ખાઇ તંબોલ-૫૫
ગીત ગાન તેહનિ વહલું, નાટક વાદ્ય ખાદ્ય તે સહુ;
પ્રથમ અંગ બંધ તસ હોઇ, અંત માસ શથલ[4] સવિ હોજાઇ-૫૬
દોહદ ઉપજે તેહનિ ભલા, દાન પુણ્ય પૂજા નિર્મલા;
ઇમ નવ માસ તે પૂરા થયા, પુણ્યિં દિન સહૂ સુખામ ગયા-૫૭
શુભ નક્ષત્ર અને તિથિ સંગ, વાર વેલા અનિ હોરા ભોગ;
સર્વ ગ્રહ તે ઉચ્ચનિ ઠામિ, મધ્ય રાત્રિ જન્મ્યું અભિરામ-૫૮
માઘ સુદિ પંચમીને દિનિ, ગુરૂવાર શોભિત અનુમનિ;
મધ્યરાત્રિ સુત જનમ્યું ચંગ, સુવર્ણકાંતિ શોભિત ઉત્તંગ-૫૯
તેહ વેલા જન્મ્યું વલી પુત્ર, સત્યભામાઇ તેહ પવિત્ર;
વધામણીનિ દાસી જાઇ, કૃષ્ણરાયનિ નિદ્રા થાય-૬૦
રૂકિમણીની દાસી પગતલિ, સત્યભામાની ઉસીસિ[5] મલિ;
ઘડી બિ[6] ચાર ઉભી બે રહી પુણ્ય કરિ તે હુઇ સહી-૬૧

૧ વહેલું. ૨ હોડ. ૩ સ્તન. ૪ શિથિલ. ૫ ઓસીકે. ૬ બે.

કૃષ્ણરાય તે તવ જાગીઆ, રૂક્મિણીનીઇં તે વધાવીઆ;
કહિ પુત્ર હવુ મહારાજ, રૂક્મિણીઇં જન્મ્યું આજ—૬૨
વધામણાં મહિ આપીઇં, પુત્ર વડુ કરી થાપીઇં;
સુણી કૃષ્ણ હરખ્યું અતિ ઘણું, પાર ન પામ્યું તેહજ તણું—૬૩
વધામણી પ્રચુર તસ દીધ, અયાચ્ય વૃત્તિ પણ તેહનિ કીધ;
હર્ષભરી ગઇ સ્વામીની પાસિ, રૂક્મિણીના મનમાં ઉલ્લાસ—૬૪
પછી સત્યભામાની કહિ, સ્વામિન્ મોરૂ વચન તું લહિં;
સત્યભામાનિ પુત્ર ઉપનું, જય જયકાર તસ ઘરિ નીપનું—૬૫
સુણી કૃષ્ણ તન હર્ષ અપાર, દાન આપ્યું તવ અવિરલ ધાર;
તે દાસી નિજ ઘરિ તે ગઇ, દ્રવ્ય લાભથી સુખણી થઇ—૬૬
ગીત ગાંન નિ વાજિ વાજીંત્ર, પુત્ર મહોછવ થયા સુપવિત્ર;
ઘિરિ ઘિરિ ઉછવ હવા બહુ, સુખ જોવાનિ આવિ સહુ—૬૭
હાટિ હાટિ[1] ગુડી ઉછલી, ફિરતી યાચક સુખ ઉછલી;
ઓણુ પિરિ દિન સુખમિ જાઇ, પુણ્ય સઘલિ જય જય થાઇ—૬૮
છઠ્ઠી રાત્રિનું દિન આવીઉં, સજ્જનનિ તે મન ભાવીઉં;
રાતિ રૂક્મિણી સુતીછિ યદા, ગીત નૃત્ય હુઇ મુદા—૬૯
તેહવિ મધ્યરાત્રિનિ સમિ, ધૂમકેતુ આકાશિ ભમિ;
આકાશ જાતાં વિમાન થંભીયું, તવ દૈત્ય મનમા લંભીઉં—૭૦
એ કુણ કારણ જાણું નહિં, મ્હારૂં વિમાન થંભ્યું કહુકહી[2];
કિ જિનપ્રાસાદ છે તિહાં, મુનિ સતી રહીછિ ઇહાં—૭૧
કિં મુજ શત્રુ કોએ[3] અવતર્યું, વિચાર તે મનમાહિ કર્યું,
હેઠું આવ્યું દીઠું રૂક્મિણી ઘિર, પ્રવેશ કર્યું મહિ તરવર—૭૨
સહુ સેવકનિ નિદ્રા દીધ, માંહિથી બાલક તવ લીધ;
રૂક્મણીનું તનય[4] તવ હર્યું, વિમાનમાંહિ તે લઇ ધર્યું—૭૩

---

૧ દુકાને દુકાને. ૨ શા કારણ માટે. ૩ કોઇ. ૪ બાળક.

તવ ચિંતિ તે અસુર તદા, રે પાપિ તું વેરી મુઝ સદા;
તેં મોરી હરીથી નાર, તેણિ પામ્યું એહ અવતાર–૭૪
મિં જ્ઞાને કરી જાણીઉ, તુનું[1] લેઇ મિ અહા આણીઉ;
હવે તુનિ સ્યું દેઉં દુઃખ, તિ મધુભવ મુજ ટાલ્યું સુખ–૭૫
હવિ તુઝનિ ખંડોખંડ કરી, બલ વિધાન દેઉ કાયા ખરી;
કિ સમુદ્રમાંહિ નાંખું આજ, ત્હારા કરૂં હવિ એહનાં કાજ–૭૬
વલી મનમાંહિ વિચારી સાર, એ બાલિક છિ અતિ અપાર;
ઇમ ચિંતીને તખ્યકગિરિ ગયું, દેખી પર્વતને હર્ષજ થયું–૭૭
જિહાં કાંટા ગોખરૂ છિ ઘણા, સર્પ સિંહની નહિ તિહાં મણા;
તિહાં બાવન ગજની શિલા છિ ઉત્તંગ, તે ઉપાડી મનનિ રંગ–૭૮
તે હેઠલ લેઇ ચાંપીઉ, ઉપરિ શિલાઈ તે લોપીઉં;
ઇમ કરી ધૂમકેતુ ગયું, દેઇ દુઃખ નિ સુખીયું થયું–૭૯
નાકતણિ શ્વાસિ તેણીવાર, શિલા ન સ્પર્શિં અંગ લગાર;
સુતું બાલિક કરિ કલોલ, પુણ્યિ સઘલિ હુઇ રંગરોલ–૮૦
તવ વિજયાર્ધ પર્વત ઉત્તંગ, દક્ષિણ શ્રેણિ છિ નવરંગ;
મેઘકૂટ નગર છિ તિહાં, કાલસંવર રાજા છિ જિહાં–૮૧
કનકમાલા રાણી તેહની, ભક્તિ યુક્ત છિ બહુ જેહની;
તે રાજા રાણી દો જણાં, વિમાન બિસીનિ રલીઆમણાં–૮૨
ક્રીડા કરવાનિ તે ગયાં, નાનાવિધ પર્વત વન જોયાં;
વલતાં પાછા વલતાં તદા, તખ્યક ઉપરિ આવ્યાં મુદા–૮૩
તવ વિમાન તે ચાલિ નહિ, એ વાતનું કારણ સહી;
તવ ચિંતી હેઠું આવીઉં, પર્વત જોઇનિ મન ભાવીઉં–૮૪
તવ શ્વાસોશ્વાસ કરતી દીઠ, શિલા દીઠિ મનિ અચીય[2] પઇઠ;
હેઠલ બાલિક દીઠું સાર, સૂર્યકાંતિ કરિ ઝલકાર–૮૫
ઉપાડી નાખી તે શિલા, પુત્ર લીધું કરતલિ[3] નિર્મલા;

૧ તને. ૨ અચરજ. ૩ હાથમાં.

અશ્વવાર નેત્રિ નિરખતું, મનમાંહિ અતિ હર્ષંતું-૮૬
રાજા કહિ રાણીનું સાર, એ પુત્ર ત્હારૂ નિરધાર;
તવ બોલી રાણી શુભ વાણુ, રે રાજન્ તું મનમાંહિ આણું-૮૭
તાહારિ પુત્ર પાંચસિ અછિ, મ્હારૂ પુત્ર તે જાંણે પછિ;
એ વાત મ્હારિ છિ લાજ, બીજા પુત્ર વલી ભોગવિ રાજ-૮૮
તે માટિ હું નાવ આદરૂ, એ પુત્ર હું મ્હારૂ નવિ કરૂં;
તવ રાજા બોલિ રે નાહિ, મોરૂં વચન તુહજ અવધારિ-૮૯
એ તુજ પુત્રનિ ામ આપ્યુ રાજ, એ સારસિ સહુ આપણું કાજ;
તું પટ્ટરાણી મ્હારી વલ્લહી, સકલ લોકે તુ ઇણી પિરિ કહી-૯૦
તિહાં તંબોલિ[1] કીધું તિલક, યુવરાજ પદ કીધું લટક;
હવિ આપણ નગરિ જાઇઇ, ગૂઢગર્ભો ઇણી પિરિ થાઇઇ-૯૧
પુત્ર લોકનાં મન રાખવા, હેલા કીધા એવા નવા;
રાણી તો ગૂઢગર્ભા હતી, વનમાંહિ ગયાંરાં[2] મતી-૯૨
તિહાં પુત્ર જન્મ્યું રાણીઇ, શુભ નક્ષત્ર તિથિ જાણીઇ;
નગર માંધ્ય ઉત્સવ હવા, ગીત ગાન નૃત્ય નવ નવા-૯૩
ાજન મંદિર જઇ પૂજા રચી, મણિ માણિક રત્નિસુ ખચી,
તલીયા તોરણ ગૂહડી ઉછલી, વિદ્યાધરની પૂગી રલી-૯૪
લાલન પાલન પુત્રનિ કરિ, વય યોગ્ય શૃંગાર અનુસરિ;
તેહનું નામ "પ્રદ્યુમ્ન" કહું, મનમોહન કામસમ લહું-૯૫
બાલ ચંદ્રની પિરિ બાધતું[3], માત પિતા આનંદ પોપતું;
હવે એ કથા તે ઇહાં રહી, કવિતા જન એણી પિરિ કહી-૯૬
રૂકિમણીનું સુણું વૃતાન્ત, તે કથા કહું સાધંત,
પશ્ચિમ રયણી[4] જાગી યદા, બાલ ન દેખિ વિહ્વલ તદા-૯૭
દાસીનિ પૂછિ રૂકિમણી, બાલ ન દીસિ સોહામણી;

૧ તંબોલથી ૨ ગએલાં. ૩ વધતું. ૪ પાછલી રાત્રે.

અહરૂં પહરૂં જોઉ તે બાલ, નવિ દેખિ નયણે ગુલમાળ–૯૯
આકુલ વ્યાકુલ થઇ તે તદા, કહાં ગયું એ પુત્ર મુઝ મુદા;

અથ રાગ–કેદારૂ.

કુમર નિ[1] દેખી આકુલ થાઇ, રાણી રૂકિમણી અપારરે;
કુણ હરી ગઉ એ પાપી, પુણ્યવંત મુઝ કુમાર રે–૧
કિમ રહું હું પુત્ર વિના આજ, હવિ કીજિ પ્રાણનું અંતરે;
રૂકિમણી કહિ સોભાગી સુંદર, જનવદન મોહંતરે–૨
હા હા પુત્ર કમલ દલ નયણે, હા હેમકાંતિ સુવર્ણ રે;
પૂરણ શશિ વિરાજિત વદન, કામ પાસ સમ કર્ણ રે–૩
હસ્ત પાદ તલ કમ સુંહાલાં, જે મુજ ચિત્ત મોહંત રે;
કિમ વિસરિ મનમોહન વાહલું, તું કામદેવ સોહંત રે–૪
રૂદન કરિ હૃદય અફાલિ, લુંચિ તે વેણીદંડ રે;
ભૂમિ રોલિ નિ શિર અફાલિ, શૃંગાર કરિ શતખંડ રે–૫
ઇસુ દેખીનિ પરિવાર સઘલું, દુઃખ કરિ અનિવાર રે;
રડી પડિ નિ કુટે કાયા, નયણન ખંચિ ધાર રે–૬
રૂકિમણી નિશાસા ઘણા મૂકિ, સુકિ અધર[2] પરવાલ રે;
ઇસુ સુણી હાહાકાર મંદિરિ, કૃષ્ણ ઉઠયું વિકરાલ રે–૭
રૂકિમણીનિ મંદિર તે આવી, પૂછિ સયલ વિચાર રે;
કિહાં હતું કુણ હરી ગયું, તે સુણીઉ સહુ વિચાર રે–૮
હરણ જાણીનિ રૂદન કરિ તે, મુખિ કરતું હાહાકાર રે;
જૂઉરે ધાઉ[3] તહ્મે સુભટ સહુ કો, જોવા જાઉ સહુ નિરધાર રે–૯
કહે રૂકમણી મિ પાતિક[4] સ્યાં કીધાં, મિ કીધાં કર્મ
અજાણ રે,
શ્રી જીનવરની આજ્ઞા લોપી, ન કીધું સહ ગુરૂ વખાણ રે–૧૦

૧ નહિ. ૨ હોઠ. ૩ દોડો. ૪ પાપ.

દેવ કુદેવ કરી મિ માન્યા, સદ્ગુરૂ કુગુરૂ સમાન રે;
તે પાપથી મિ એ દુઃખ પામ્યાં, દુઃખદાઇ અસમાન રે-૧૧
ધર્મ અધર્મ કરી મિ બુઝયું, હિંસા કીધી બહુ પ્રકાર રે;
ત્રસ થાવર વિરોધ્યા બહુ પરિ, તેણિ હવું દુઃખ વિસ્તાર રે-૧૨
અણુગલ જલ તે સ્નાન મિ આચર્યાં; વાવર્યાં અણુગલ નીર રે;
કંદમૂલ અથાણાં ખાધાં, અનંતકાય ગંભીર રે-૧૩
સરોવર પાલિ મિ ફોડી જાણી, છેદ્યાં વૃક્ષ અનંત રે;
માય વિછોહ કીધું મિ બાલિકનિ, હિંસક જીવ પાલંત રે-૧૪
અછતાં[1] આલ મિ દીધાં સતીને, સાધુ સંતાપ્યા બહુત રે;
જિનધર્મ વિરોધ્યું વ્રત મેં ખંડયાં, તેણિ કરી દુઃખ બહુત રે-૧૫
અસત્ય વચન પરદ્રવ્ય હરીયો, બ્રહ્મવ્રત કીધું દૂરિ રે;
આરંભ કર્યો નિ કરાવ્યા પરપિ[2] તેણિ આવ્યાં દુઃખનાં પુર રે-૧૬
મિ વડ પીપલ પશુ બહુ પૂજ્યા, સંસારી ગુરૂની સેવ રે;
કુવ્રત કરીનિ કાયા સંતાપી, રાત્રિ ભોજન કર્યાં હેવ રે-૧૭
ચુહવીહાર[3] મિ પારહાર કીધું, પંચ ઉંબરનું ભક્ષ રે;
મદ્ય માંસ મધુ ન મુક્યાં, તેણિ દુઃખ પામ્યાં લક્ષ રે-૧૮
બાર વ્રત શ્રાવકનાં રૂડાં, ન પામ્યાં પુણ્ય પ્રમાણ રે;
દાન વિરોધ્યાં નિ પૂજા ખંડી, તપ ન દીધાં માન રે-૧૯
કિ કુણુ પાપ કીધાંરે પાપીણી, જલ ઘૃત ચર્મ વિકાર રે;
હિંગ આછણુ નિ વાસી અન્ન, તે સેવ્યાં અનિવાર રે-૨૦
ઇમ કર્મ વિપાક કરી રડતી, ફૂટિ હૃદયિ અપાર રે;
હાહાકાર કરી કૃષ્ણ રડતું, પડિ આંસુની ધાર રે-૨૧
દ્વારકા નગરીમાં ત્રાસ પડીઉ; તિમ રાજદ્વારિ અપાર રે;
તેણિ અવસરિ નારદ આવ્યા, જે શ્રી કૃષ્ણનું આધાર રે-૨૨

૧ ખોટાં. ૨ બીજાંને. ૩ ચોવીહાર.

કૃષ્ણનિ તે સમજાવી રાખે, સંસારની એ પિર[1] રે;
દુઃખ ન કીજિ તુ છિ જ્ઞાતા, તું ધીરતા ઇહ વિંકાર રે-૨૩
પછિ રૂકિમણી પાસિ જઇ એહું, વંદિ રૂકિમણી પાયરે;
દુઃખ ધરંતી રડતી દીઠી, પુત્રી તું સાંસતી થાય રે-૨૪
સાંભલિ મોરાં વચન તું પુત્રી, એ એહવું સંસાર રે;
કો કહિનું નથી રે બાલિકા, એ સંસાર અસાર રે-૨૫

## અથ-દુહા ( દોહરા )

નારદ મુનિવર ઇમ કહિ, સાંભલિ રૂકિમણી વાત;
કૃષ્ણરાય હવિ સાંભલું, તુઝ પુત્ર તણી અવદાત-૧
તું પિતા છિ જેહનું, અનિ રૂકિમણી માત ઉદાર;
તું બાલિક પુણ્યવંત ખરૂં, જેહનું અહીં અવતાર-૨
તેહનું આયુ થોડું નહિ, તેહને ન સકિ[2] કો મારી;
દૈ દાનવ હરી ગેયું, એ વંચન અવધારી-૩
નેમનાથ જાણિ સહુ, પણિ છદ્મસ્થ વિશાલ,
જાણિ પણ કહિ નહિ, કેવલ વિણુ ગુણમાલ-૪
આપણ ક્ષેત્રમાંહિ હતુ, અતિમુક્ત મુન નાહ,
તે હવડા મુક્તિ ગયું, પુરંતું મન ઉત્સાહ-૬
તે માટિ એ ક્ષેત્રમાં, નહિ જ્ઞાની મુનિચંદ્ર;
સંદેહ કહિનિ પૂછીઇ, તેહવું નહિ મુણિંદ-૬
તે માટિ હું જાઇનિ, મહા વિદેહ વિશાલ;
સીમંધર સ્વામી કનિ, પૂછીશ એ ગુણમાલ-૭
સ્વામીનિ પૂછી કરી, આવું છું તતએવ;[3]
સંદેહ સહુના ટાલસૂં, દુઃખ મ[4] કરસ્યુ દેવ-૮

૧ ઘટમાળ. ૨ શકે. ૩ તરત. ૪ નહિ.

ઈમ બોલિનિ રાખીયા, રડતા બેઉ જન;
દુઃખ વેલા તું માહરિ, તું મોટું સુજન-૯
તે સજ્જનનિ શંસીઈ, સુખ દુઃખ વેલા કાજ;
છાંડી તિ છુટિ નહિ, જેહનિ નયણિ[1] લાજ-૧૦
ઈમ બોલીનિ તે બેઉ બહુ, રહ્યાં તે રડતાં સાર;
શ્રી નવકાર મંત્ર જપિ, પુણ્યિે જય જયકાર-૧૧
હવિ નારદ મુનિવર તદા, ઉઠી ચાલ્યું તામ;
પૂરવ વિદેહમાંહિ ગયું, પુંડરીકણી નગરી ઉદામ-૧૨
તિહાં શ્રી સીમંધર ભલા, કેવલજ્ઞાન દિનેન્દ;
ઈન્દ્રશત સેવા કરિ, પૂજિ જાસ સુરેન્દ-૧૩
સમુવસરણ દીઠુ તદા, હેડિ હરખ ન માયિ;
જિન સીમંધર વંદીયા, અંગિ ઉલટ થાયિ-૧૪
તેહવિ અવસરિ તિહાંનુ, ચક્ર પદ્મ સુજાણ;
જિન વંદણનિ આવીઉં, બોલ્યું તાસ વખાણ-૧૫
પાંચાસ ધનુષ કાયા ભલી, કોડિ પુરવુ આય[2];
તે સોમી બંધારણ એહવું, ઇમ રાય રાંક કહિવાય-૧૬
નારદની કાયા લઘુ, તેણિ જાણ્યું એ કીટ;
અંગુલીઇ કરમાં ગ્રહ્યું, ઈણી હુઇ મીટ-૧૭
સ્વામીનિ પૂછે સહી, એ કુણ કહીઇ જીવ;
તવ સ્વામિ એહવું કહિ, ચક્રી તુ હિ અતીવ-૧૮
એ નારદ ઋષિ ભલું, બ્રહ્મચારી ગુણવંત;
વિદ્યાધર કુલ ઉછર્યું, એ તાપસી મહન્ત-૧૯
સમ્યક્ત વ્રત આદરિ, અનિ[3] શીલવંત સુજાણ;
તાપસીનિ કુલ ઉપન્યું, મહાગ્રંથિ એહ વખાણિ-૨૦

---

૧ આંખમા. ૨ આયુષ્ય. ૩ અને.

આહાં આવ્યું છિ પૂછવા, કૃષ્ણરાયનું પુત્ર;
તેહનું હરણ હવું સહી, તેહનું છિ યે મિત્ર—૨૧
કહુ સ્વામિન્ એ કુણ હરિ, જેહનું હરીઉં પુત્ર;
તે મુજનિ સંબંધ કહું, સુણતાં થાઉં પાવત્ર—૨૨
તવ સ્વામિ કહી સાંભલું, એહનું કહું વૃતાન્ત;
ભાવ શુદ્ધિ કરી સાંભલે, હુઇ પાપનું અંત—૨૩
ભરત ક્ષેત્ર જંબુ તણું, તિહાં દ્વારાવતી અતિ ચંગ;
કૃષ્ણરાય રાજિ કરિ, રૂકિમણી રાણી ઉત્તંગ—૨૪
તેણીઈ એક પુત્ર જણ્યું, છઠ્ઠી રાત્રી જાણ;
ધૂમકેતુ હરી ગયું, કરસ્યું તાસ વખાણ—૨૫
પૂરવ વૈર થકી તદા, લેઇ ગયું તે દૈત્ય;
તખ્યક પર્વત ઉપરિ, વૈર નુહિ તે અસત્ય—૨૬
બાવન ગજની શિલાઅ છિ, તે ઉપાડી હેઠિ;
બાલિક લેઇ હેઠલિ ધર્યું, બાલક લહ્યું કુદ્રેઠ—૨૭
ઉપરિ લેઇ શિલા ધરી, ચાંપ્યું બાલિક સાર;
ધૂમકેતુ સ્થાનિક ગયું, સાંભલું અગ્ર[1] વિચાર—૨૮
તે હવિ વિજયારધ થકી, મેઘકુટના રાય;
કાલસંવર નામ જેહનું, વિદ્યાધર પ્રૌઢ કહિવાય—૨૯
કનકમાલા રાણી તેહનિ, રૂપ સોભાગિની ખાણ;
ક્રીડા કરવા કારણિ, નિકલ્યાં દોઇ જણાં જાણ—૩૦
રમ રમતાં આવીયાં, તખ્યક ઉપરિ ચંગ;
વિમાન થંભાઉં[2] તતક્ષણિ, બાલિક ઉપરિ મનરંગ—૩૧
હેઠા આવી નરખીઉં, બાલ શિલા તે હેઠિ;
શ્વાસોશ્વાસ શિલા કરિ, વિદ્યાધર કરે દ્રેઠિ—૩૨

૧ આગળ. ૨ અટકયું.

તિહાંથી બાલિક ઉધર્યું, વિદ્યાધર દોઇ હસ્ત;
કનકમાલા આપીઇ, રાજ દીઇ તિહાં સ્વસ્ત–૩૩
કાલસંવરનું પુત્ર તે, કહાવિ લોક મંજાર,
સોલ વરસનું થૈઇ કરી, જાસિ દ્વારિકાં સાર–૩૪
સોલ લાભ પામી કરી, મલસિ માતા પુત્ર;
તવ દ્વારિકાંમાં ઇમ હુસિ, પુત્ર આગમન પવિત્ર–૩૫
અંધાનિ નેત્ર ભલાં, પંગાનિ આવિ પાય[1];
રોગી તે નિરોગીઆ, દુઃખિઆનિ સુખ થાઇ–૩૬
સૂક વૃક્ષ નવ પલ્લવ, વાવિ સૂકી જલભૂત;
રતિ સઘલી તિહાં આવસિ, અશોક વૃક્ષ ઉદ્ભુત–૩૭
માતા સ્તન દૂધ ઝાર, એહવાં હોસિ ચિન્હ;
મુક્તિગામી તે જાણીઇ, કામદેવ સુજન્ન–૩૮
તેણિ અવસરિ ચક્રી બોલીઉ, સ્વામી કહુ મુજ એહ;
પ્રદ્યુમ્ન ધુમકેતુનું, વૈર સંબંધ કહુ જેહ–૩૯
વેર કારણ તે કિમ હવું, શા માટિ હરીઉ બાલ;
એહ ભવાંતર મુજ કહું, યમ જાણુ બાલ ગોપાલ–૪૦
તવ સીમંધર બોલીઆ, સાંભલિ રે ચક્રી સાર;
એહ ભવાંતર હું કહું, વૈર મૂકી નિરધાર–૪૧
નારદ ઋષિ તે સાંભલિ, બિહુ ચક્રી હસ્ત;
શ્રી જિનવર કથા કહિ, સાંભલિ તે થે સ્વસ્થ–૪૨
જંબૂદીપ વખાણીઇં, લક્ષ યોજન વિસ્તાર;
ભરતક્ષેત્ર તિહાંઅ છિ, જિહાં જિનવર અવતાર–૪૩
તિહાં વંગ દેશ રલીઆમણું, શાલી ગામ ગુણધામ;
તિહાં સોમદત્ત બ્રાહ્મણ વસિ, અગ્નિલા નારી વિશ્રામ–૪૪

૧ પગ.

તેહની કૂખિ અવતર્યો, પુત્ર દોઇ ગુણવંત;
અગ્નિભુત વાયુભુત જે, ઉદ્ભૂત વિદ્યાવંત-૪૫
વેદ ચારનિ અનુભવિ. વિદ્યા જાણિ સર્વ;
લઘુ વય નિ વલી સુંદર, તેણિ પામ્યા ગર્વ-૪૬

અથ રાગ—ભાવન.

સાલગ્રામ તેણિવાર, શ્રી મુનિવર ભવતાર,
સાર ચારિત્રનિ પાલતાએ-૧
નંદીવર્ધન તસ નામ, ધ્યાન તણું વિશ્રામ,
અનેક પ્રાણી પ્રતિબોધતુ[1] એ-૨
આવ્યારે જાણી મુનિરાય, શ્રાવકનિ હર્ષ થાય,
મુનિ વંદવા ઉલટ[2] કરિ એ-૩
ગામમાંહિ સાંભળ્યા સર્વ, મુકી મનના ગર્વ,
સાતરા[3] થઇ મુનિ વંદવા એ-૪
પહેરી વસ્ત્ર શૃંગાર, નિકલ્યાં નરનિ નારિ,
પૂજા લેઇનિ ચાલીયાં એ-૫
દીઠા શ્રાવક લોક, જાઇ મલીનિ થોક[4],
બ્રાહ્મણ પુત્ર તવ બોલીઆ એ-૬
તહ્મે કિહાં જાઉછુ સહૂ, મલી લોક તે બહુ,
વસ્ત્ર શૃંગાર પિહિરી કરી એ-૭
શ્રાવક કહિ છિ ઈમ, સાંભલું વિપ્ર હો તિમ,
નિગ્રંથ ગુરૂનિ પૂજવા એ-૮
એ પૂજ્ય જ્ઞાનવંત, મહા ઋષિ વલી સંત,
જ્ઞાનિ ત્રિભુવન જાણતા એ-૯

૧ ઉપદેશ આપતા. ૨ હોંશ. ૩ ઇચ્છા. ૪ ટોળેટોળાં.

નારાયણ સાક્ષાત્ છુ[1] અહ્મે, પવિત્ર જાણ્યો તહ્મે,
બ્રાહ્મણ પૂજિ પાપ ગમિએ[2]-૨૨
એહવાં કર્મ અનેક, રખેવાલું એહનું છેક,
એ ચ્યાર બોલ ઇમ અહાં કહ્યાં એ-૨૩
તવ બ્રાહ્મણ ગયા નિજ ઘિરિ, પિતાનિ પૂછિ એ પિરિ[3]
અહ્મે શ્રમણાસુ વાદ કરૂ એ-૨૪
એ ટાલસિ શ્રાદ્ધનાં કર્મ, કહિસિ દયાનુ ધર્મ,
ત્યારિ આપણુ શું ખાઇસિ એ-૨૫
વેદ ધર્મ કરિ એ દૂર, આપિ સૌખ્યના પૂર,
લોક સહૂ એ માનસિ એ-૨૬
એ દિગમ્બર ઋષિ એ ધર્મ, ન કરિ કુષિનું કર્મ,
તે માટિ સહૂ માનસિ એ-૨૭
હું વાદ કરીશ તેહ સાથિ, વિદ્યાની લેઇશ ખાથ,
વાદ કરિનિ અહ્મે કાઢશું એ-૨૮
પિતાઈ વાર્યા હોઇ, ન રહ્યા રાખ્યા સોઇ,
મદ પુર્યા તે નિકલ્યા એ-૨૯

અથ રાગ—કેદારૂ.

નંદીવર્ધનનિ શિષ્ય છિ એક, જ્ઞાનવંત બહુ વવેક[5],
જાણિ શાસ્ત્ર અનેક-૧
કિ મુનિ મુનિ વંદુ એ ભવતાર, કરિ ધર્માધર્મ તણું સુવિચાર,
આપિ ભવનુ પાર—કિ મુનિ-૨
સાત્યકિ નામ તે શિષ્યનું જાણું, જ્ઞાન ત્રણ કરી વખાણું,
નગર સમીપ તે આણું—કિ મુનિ-૩

૧ છિયે. ૨ જાય. ૩ પ્રકારે. ૪ ખાશું. ૫ વિવેક.

## અથ ચુપૈ (ચોપાઇ)

સાત્યકી મુનીવર બોલ્યા તત્ર, અગ્નિભૂત વાયુભૂત બિઠા યત્ર;
કહુ રે બ્રાહ્મણ પુત્ર સુજાણ, તહ્મે કિહાંથી આવ્યા કહું વખાણ–૧
વલતા બોલ્યા તે બ્રાહ્મણ પુત્ર, અહ્મે ગામમાંથી આવ્યા છુ પવિત્ર
વલતું મુનિ બોલિ જ્ઞાનબલી, કુણ ગતિથી આવ્યા દોઇ મલી–૨
વલતા બ્રાહ્મણ કહિ જાણું નહિ, પરભવની વાત પૂછી કહી;
એ તુ વાત હું જાણું નહિ, તહ્મે તપસ્વી જાણું સહી–૩
જુ જાણ તહુ તુ અહ્મનિ કહુ, જુ જાણ્યા હુ તુ જ્ઞાની લહુ;
તુ લોક દેખતાં ભાખુ તહ્મે, ત્યારિ મૌન કરીનિ રહિસ્યું અહ્મે–૪
ત્યારિ મુનિ બોલેરે વિપ્ર, તહ્મે સીઆલ[1] ભવ પામ્યા છિપ્ર;
એહ ગાંમ માંહિ પ્રવર તે વિપ્ર, કરસણ[2] કામ કરિ તે ક્ષિપ્ર–૫
એક દિન વર્ષા આવી ઘનઘોર, ગાજિ ચમાક બોલિ મોર;
તે ક્ષેત્રમા વડ એક સાર, છાયા પ્રૌઢ કરી વિસ્તાર–૬
તે હેઠલ ડડમાંહિ રહિ, શિઆલીયા વિજ્ઞાની કહિ;
વર્ષાભયથી સાંઝિ તદા, હલ મુકી ઘર આવ્યું મુદા–૭
વર્ષા વૃષ્ટિ માંડી ઘણી, સાત દિવસ તે સોહામણી;
લોક કો નિકલી નવિ સકિ, ગર્જનથી બાહિ ઢમકિ–૮
સાતમિ દિન વર્ષા ઉઘડ્યું, શિયાલ યુગ્મ ક્ષુધાઇ નડયું;
ખીલ્લમાંહિથી નિકલ્યા દોઇ, હલ ઉપકર્ણ તે ચર્મના જોઇ–૯
પાણી ભીનાં પહ્લીલા[3] ઘણાં, તે કરડયાં ક્ષુધાઇ નડયાં;
સઘલાં કરડીનિ ખાઇઇ, પેટ ભરીનિ સુખ પાઇઇ–૧૦
પછિ પેટમાં ફૂગ્યા ચર્મ, પેટ સૂલનિ ભોગવ્યા શર્મ;
કર્મ અવિપાક કરી ભોગવ્યા, કર્યાં કર્મ એણીપરિ જોગવ્યાં–૧૧
પેટ શૂલ પ્રાણનિ ત્યજી, બ્રાહ્મજાતિ આવીનિ ભજી;
તહ્મે અગ્નિભૂત વાયુભૂતિ થયા, વેદપાત્ર બ્રાહ્મણ તે ભયા–૧૨
તે પ્રવર બ્રાહ્મણ ક્ષેત્રિ જાય, હલ ઉપગરણથી ચિંતા થાય;
કરડી ખાધાં શિઆલિ ઇમ, જોમદોર વિણ કીજિ કિમ–૧૩

---

૧ શિયાળ, ૨ ખેતી, ૩ ભીના થયા.

તુ મનમાંહિ બીહે રખે, ક્ષેત્રપાલ હુસિ તહ્મ પખે;[1]
ઇસું સુણીનિ તિહાં ગયું, ધ્યાન ધરવાનિ તતપર થયું-૨૭
રાતિ દો ભાઇ આવીઆ, મુનિવરનિ બહુ નંદીઆ;[2]
હાથિ ખડગ ઝાલીનિ તદા, સાત્યકી દીઠું તેહવિ મુદા-૨૮
મુનિ મારવા ખડગ ઉલાલીઆં, તે હવિ ક્ષેત્રપાલિ સ્થંભીઆ;
હસ્ત ઉંચા નિ પગ રહ્યા તિહાં, મુનિ વનમાંહિ ઉભા જિહાં-૨૯
વાહાંણા માંહિ લોકે દેખીઆ,...........................,
માબાપિ તવ સાંભળી વાત, પુત્રે જે કીધું ઉત્પાત-૩૦
હવિ મુનિ પ્રણમીનિ બોલે બાપ, સ્વામિ એહનિ લાગુ પાપ;
તહ્મો સાધુ કોપ નવિ ભજુ, એ પાપીનિ લેઇ ત્યજુ-૩૧
મુનિ ધ્યાન સંપૂર્ણ હવું, એ સંબધ હું એણિપરિ કવું;
રે ક્ષેત્રપાલ એહનિ મુકીઇ, આપણુ દયા વ્રત નવિ ચુકીયિ-૩૨
ક્ષેત્રપાલિ ઉખીલ્યા[3] દોઇ, પછિ મુનિનિ પ્રણમી સોઇ;
તહ્મ દયા ધર્મ નિર્મલુ, ત્રિલોકયમાંહિ છિ અતિ ભલુ-૩૩
શ્રાવકનાં દ્વાદશ વ્રત લીધ, સમ્યકૃત્વ વલી મુનિવરિ દીધ;
નિર્મલ વ્રત પાલિ છિ તેહ, કર્મમિલ[4] વલી ટાલિ તેહ-૩૪
મુનિવરિ તે ભવ્ય જાણીયા, એહના ઉત્તમ છિ પ્રાણીયા;
શ્રી નેમનાથનિ વારિ[5] સાર, યાદવ કુલ લેસિ અવતાર-૩૫
કર્મ હણી મુક્તિ જાયસિ, સિદ્ધ નિરંજન એ થાયસિ;
ઇમ જાણીનિ આપ્યા વ્રત, દેઇ વ્રત નિષ્પાપી કૃત-૩૬
મુનીશ્વરિ તિ કીધું વિહાર, બ્રાહ્મણનું હવિ સુણ અવતાર;
માય બાપને વાર્યા ઘણું, મન નવિ ચલિઉ તેહજ તણું-૩૭
વ્રત પાલિ સંન્યાસી સાર, મરી સૌધર્મિ હવું અવતાર;
અગ્નિભૂત વાયુભૂતજ જેહ, પ્રથમ સ્વર્ગનું પામ્યું દેહ-૩૮
જઘન્ય આયુ તે દેવનું લહ્યું, પાચ પલ્ય જિનવરિ કહ્યું;
અનેક સૌખ્ય ભોગવિ તે દોઇ, દેવાગનાનિ ભોગવિ સોઇ-૩૯

૧ સહાય. ૨ નિંદ્યા. ૩ સજજડ કરી દીધા ૪ મેલ. ૫ સમયમાં.

પૂરણભદ્ર તે ભાઇ સાથિ, પાલિ નિર્મલ ધર્મ રે;
નિરતીચાર કરીનિ જૂઉ, જાણિ સઘલા મર્મ રે-૧૩
જ્ઞાનસાગર મુનિ એક દિન આવ્યા, અયોધ્યાના વનમાંહિ
સાર રે;
જ્ઞાનવંત મુનિવર જાણી, વંદવા નિજ ભવતાર રે-૧૪
પૂર્ણભદ્ર ભાઇ બે ચાલ્યા, વંદવા ધર્મનિ કાજ રે;
વાટિ[1] જાતાં ચાંડાલ દીઠું, કુતરી તાસ સમાજ રે-૧૫
તે ચાંડાલ શૂની[2] દેખી કરી, ને સ્નેહ ઉપન્યું અપાર રે;
તિહાં જૈ વનમાં મુનિ પ્રણમીનિ, પૂછિ સ્નેહ વિચાર રે-૧૬
મુનિવર બોલ્યા બ્રાહ્મણ ભવના, મા બાપ એ નિજ જાણ રે;
મિથ્યાત્વ મન એણિ સેવ્યું, નરકનુ સંતાપ રે;
ત્રસ સ્થાવરમાં ભમીનિ હમણાં, ભોગવ્યાં તિહાં સવિ પાપ રે-૧૭
સોમદત્ત જીવ ચાંડાલ નિપનું, અગનીલા સૂની એહ રે;
પૂર્ણભદ્ર ભાઇસું સાંભલી, ઉપનું છે તહ્ન[3] નેહ રે-૧૮
મુનિવર બોલિ ચાંડાલ સુણે તુ, તુજ ભાગુ તણું આય રે;
બાવીસ દિનનું કુતરી કેરૂ, હવિ સાવચેત તુ થાઇ રે-૧૯
સંન્યાસ લેઇનિ અણુવ્રત લીધું, જપ તું શ્રીનવકાર રે;
નંદીશ્વર દ્વીપિ દેવ હવુ[4] ધર્મે પાપ નિવાર રે-૨૦
ચાંડાલનિ એહવી પદવી, હવી જૂઉ ધર્મ પ્રભાવ રે;
હવિ બાવીસમિ દિનિ તે સૂની, સન્યાસ પાલી દેવ રે-૨૧
શત્રુંજય રાય[5] શિવયા રાણી, અયોધ્યા રાય ઉદાર રે;
તેહ કૂખે અવતરીઉ પ્રાણી, શુનીઇં લીધું અવતાર રે-૨૨
સુલોચના તસ નામ રહ્યું તે, યૌવન વેશે ચંગ રે;
પિતાઇ સ્વયંવર માંડયું, મળ્યા રાય ઉત્તંગ રે-૨૩

---

૧ રસ્તે. ૨ કુતરી. ૩ સ્નેહ. ૪ થના. ૫ રાજા.

મધુનિ રાજ્ય સુપીઉ, કૈટભને યુવરાજ;
એણિપિરિ કરી સંયમ લીઉ, કીધા આત્મકાજ—૨
હવિ મધુરાજા રાજ્ય કરિ, પાલિ પ્રજાનિ પ્રેમ;
નિષ્કંટક સુખ ભોગવિ, કૈટભ વિલસિ તેમ—૩
બહુ નારી મધુઇ વરી, અનિ[1] કૈટભ પરણ્યો એમ;
પંચ વિષય સૌખ્ય ભોગવિ, દો બાંધવ સંયુક્ત—૪
વલી એક કથા કહું, સાંભલુ એહ વિવેક;
મધુ બાલિક રાજા લહી, વિરી મૂકિ લીક—૫
ભીમરાય તે બલ થકી, ભાંજી મધુનું દેશ;
હેમરાય સાધ્યું હતું, કરતુ સહુ આદેશ—૬
તે રાજા સંયમ લીઉ, મધુ છિ બાલિક વેશ;
તે વૈર થકી બલ મંડીઉં, ભાજિ મધુનું દેશ—૭
તેહ વિચાર જાણી કરી, પ્રધાન ચિંતિ ઉપાય;
એકાંતિ વિચાર કરિ, હવિ ભીમ આવ્યું કિમ થાય—૮
એહવિ મધુ રમતુ થકુ, આવ્યુ તેણિ ઠામ;
પ્રધાનનિ પૂછિ સહી, અહીં બિઠા છુ કોણ કામ—૯
વલતાં તે ઇમ ઉચ્ચરિ, સ્વામી તું બાલ સુકુમાળ;
ભીમરાય દેશ ભંજીઇં, તેણિ મુજ ચિંતા થાઇ—૧૦
વલતુ મધુરાજા કહિ, કટિક મેલુ તહ્મે સાર;
ગમ ફેડું[3] હવિ તેહનું, મોકલું યમ દુઆર—૧૧
સિંહ એક નાહાનું અછિ, ગજનાં મારિ વૃંદ,
એક રવિ તિમિર હણિ, ઇમ બોલિ મધુ નરેંદ્ર—૧૨
વિકટ કટિકદલ મેલીનિ, ચતુરંગ ચતુર સુપટ[4];
નિસાણિ ઘા વાલીઆ, નફેરિ બોલિ ભટ્ટ—૧૩

---

૧ અને. ૨ ધમંડ. ૩ ઉતાર. ૪ ચારે દિશાએ.

ઉદર કમલ ત્રયવલી કરી રે, તુછનિ સોવન વાનિ,
કુચ કલશ અતિ શોભતા રે, કામરાયનું એ યાન[1] હો–૪
સુવર્ણ કલશ રત્ને જડયારે, ગઅઘટ પાખરી આઇ;
તે દેખી મન ઉલ્લસિ રે, કંચૂ પખરી આઇ હો–૫
ગ્રીવા કંબૂ શોભતી રે, રેખા ત્રણ્ય વિશાલ;
અધર પ્રવાલી નિર્મલી રે, દંત શ્રેણિ નિહાલ હો–૬
કીર સમોવડ નાશિકા રે, નયણ કુરંગનિ માન;
અષ્ટમી ચંદ્ર લિલાટ વસિ રે, કામ પાસ સરખા કાન હો–૭
વેણી ગોફણુ લટકતું રે, ચાકે અતિ રે સોહંત,
રત્નટીલી ઝાલિ ઝલકતી રે, મોતી નાક મોહંત હો–૮
એકાઉલ હાર લટકતુ રે, ચૂડી સોવન ઘાટ,
પાયે નેઉર રણઝણિ રે, હીંડતાં સોહે વાટ હો-૯
નીલી ચોલી કસમસિ રે, પટુલી પીલિવાંન,
કાલુ કજ્જલ દીપતું રે, રાતાં પાન વદન હો–૧૦
પદ્મની હસ્તિની ચીત્રણીરે, સંખની ચ્યાર પ્રકાર,
નારીના ભેદ કહ્યા રે, એ પદ્મની નિરધાર હો–૧૧
ઇમ દેખી વિગ્રહ થઉ રે, આવ્યું કટિક મંજાર;
આહાર ઉદક[2] સવીહ[3] પરહરી રે, નિસાસા મૂકિ તાર હો–૧૨
કામ બાણ તે અતિ નડિરે, મધુરાય વિહ્વલ થાઇ;
રાત દિવસ દોહિલી ગયા રે, મનમાંહિથી તે નવિ જાઇ હો–૧૩

અથ—ચુપે (ચોપાઇ)

પૂછિ પ્રધાન તે રાયનિ તદા, દુઃખકારણ કહો સ્વામી સુદા;
વલતું રાજા વચન તે કહિ, ત્યાર પછી પ્રધાનજ લહિ–૧

---

૧ સ્થાન. ૨ પાણી. ૩ સર્વે.

માનું નહિ સ્રીનું વચન, ચાલ્યું જાણી રાય સુજન;
ચંદ્રરેખાનિ સાથિ લીધ, આવ્યો અયોધ્યાઇ સમિદ્ધ[૧]–૧૪
સહુ રાજા તે સ્રી લાવીઆ, મધુરાયતણે મન ભાવીયા;
ઉતારા નિ દીધા ઠામ, રાય સહુએ લીધા વિશ્રામ–૧૫
વનમાં રચના માંડી તામ,...............................;
ચંદ્રોપક[૨] ચતુર બાંધીઇ, પરીયચ ઠામિ ઠામિ સાધીઇ–૧૬
મંડપ માંડયા તિહાં ઉત્તંગ, પાત્ર નાચિછિ વલી નવરંગ;
મૃદંગ વાજિ નિ વાજિ તાલ, સકલ વનમાં ઝાકઝમાલ–૧૭
ખડોકલી ઠામિ ઠામિ થાય, નિર્મલ જલિ વેઝ ભરાય;
તિહાં મધુરાજા વસંત શુભ રમિ, પણ ચંદ્રરેખા ઉપરિ મન ભમિ–૧૮
ચૂઆ ચંદન છાંટિ સહુ રાય, આપ આપણી રાણીસુ રાય;
ઠામિ ઠામિ જલક્રીડા કરિ, હીંચોલિ[૩] ચઢી ગીત ઉચરિ–૧૯
ઘુમણી પુરૂષ તે ઘાલિ તદા, કામિની હીંચે અધિકે મુદા;
ઇમ વસંતક્રીડા તિહાં કરી, માસ એક એણીપિરિ પરવરી–૨૦
રાય સહુનિ બોલાવિ રામ, પિહિરામણી તે સહુનિ થાય;
પુરૂષવેષ તે પુરૂષનિ દેઇ, સ્રીવેષ તે સ્રીનિ દીઇ–૨૧
પુરૂષ શૃંગાર પુરૂષનિ આપીઇ, સ્રી આભરણ સ્રીનિ થાપીઇ;
સહુ રાય બોલાવ્યા ઇમ, હવિ કનકરાયનિ થાઇ કિમ–૨૨
તેડી કનકનિ દીધી સીખ, પિરામણી આપી પ્રસિદ્ધ;
હસ્તી ઘોડા વલી આપીઇ, પોતાનું વાહાલું કરી થાપીઇ–૨૩
કનક ચલાવું[૪] વટપુર ભણી, વટપુર સુનું જાઉ ઘણી;
પરરાયનું ભિ[૫] છિ અપાર, લેશિ નગર રિહિસિ નિરધાર–૨૪
ચંદ્રરેખા પાછલથી આવસિ, ત્રિવિધ શૃંગાર વસ્ર લાવસિ;
ઘડવા માંડા છિ શૃંગાર, જેવા ઘટિ તહ્યતણી નાર–૨૫

૧ પાસે. ૨ ચંદરવા. ૩ હિંચકે. ૪ ચાલ્યા. ૫ ભય.

ભમતું ભમતું આવ્યું તિહાં, ચંદ્રરેખા રાખીતી જીહાં;
અયોધ્યામાંહિ રડવડિ, શેરીઇ નામ લેઇનિ રડિ-૩૮
નાગું પૂંગું રાખિ ભર્યું, હીંડિ શેરી બાલિક પરવર્યું;
એક સમય રાણી આવાસ, બિઠી નગર જૂઇ ઉલ્લાસ-૩૯
તેહવિ તે ગિહિલું પેખીઉં, ધાત્રીનિ એણીપિરિ ભાખીઉ;
એ કુણ ગિહિલું હીંડે નિર્લજ, અંગ ભર્યું છે સઘલું રજ-૪૦
તવ ધાત્રી બોલિ ઇમ વાણી, એ તુજ ભર્ત્તા મનમાંહિ આણી;
તુજ સાથિ છિ પ્રેમ અપાર, મૂકયું એણિ રાજ્ય પરિવાર-૪૧
એ ગિહિલું હીંડે દેશ વિદેશ, કનકરાયનું એવું વેષ;
તે ધાવિ તે ઉલખ્યું તદા, વલતું ચંદ્રરેખાઇ યદા-૪૨
જાણી નાહ તે દુઃખજ ધરે, નયણ દોઇ નિજ આંસુ ભરે;
હા હા દૈવ તિ કીધું ઇમ, એહ વાતનું કીજે કિમ-૪૩
એહ નાથ મુજને વલ્લહુ, વિયોગ દુઃખ તે કેણિપિરિ સહુ;
હું આહાં રહી કરૂં આણંદ, ભોગવિ છિ મુજ મધુ નરેન્દ્ર-૪૪
તેહવિ સમિરા[1] મધુ આવીઉ, ચંદ્રરેખાનિ મન ભાવીઉ;
તેહવિ કોટપાલ આવીઉ, વ્યભિચારી પુરૂષ લાવીઉ-૪૫
સ્વામી એણિ કીધું કુકર્મ, પરદારાસુ ભોગવ્યું શર્મ;
એહને કેહકુ દીજિ દંડ, એ સહુમાંહિ મોટું લંઠ-૪૬
રાજા કહિ સુલી લેઇ ધરૂં, વલી લેઇ શતખંડ કરૂં;
એ અન્યાનિ એહવું દંડ, વલતું કો નવિ થાઇ લંઠ-૪૭
તવ રાણી બોલિ જોડી હસ્ત, સ્વામી સાંભલું થૈઇનિ સ્વસ્થ;
એણિ અન્યાઇં એહનિ મારસ્યુ, એહેનું કહુ તહ્મે અન્યા કસુ-૪૮
તુહ્માનિ નાથ દંડ કુણ દીયે, પારકી સ્ત્રી ઘરમાં મહીયે[2];
હું પરરામા જોરિ લીધ, કહુ સ્વામી તહ્મે કાજ શું કીધ-૪૯

---

૧ સમયે. ૨ નહિ રાખીયે.

વૈર થકી હુરી ગઉ તેહ, કનકમાલા પાલિ સુર સ્નેહ;
મેઘકૂટ નગરિ છિ પુત્ર, રાખસિ રાય તણું ઘર સૂત્ર-૬૨
સોલ લાભ લેઇનિ મુદા, સોલમિ વરસિ મલસિ યદા;
વિવિધ ચિન્હ રૂડાં થાયસિ, રોગીના રોગ જાયસિ[1]-૬૩
ઇસુ સુણી નારદ હરખીઉ, સીમંધર સ્વામી વંદીઉ;
તિહાંથી ઉઠી ચાલ્યું સાર, મેઘકૂટ આવ્યું નિરધાર-૬૪
કાલસંવર આણંદીઉ, કનકમાલાઇ તે વંદીઉ;
તાહરિ પુત્ર મિ સાંભલ્યું ધિન, તાહારિ પોતિ પુત્ર રતન-૬૫
એ પુત્ર કુલમંડન સાર, એ પુત્ર કરસિ ધર્મ ઉદ્ધાર;
લાભ હોસિ એહનિ બહુ, નારદ બોલિ સાંભલિ સહુ-૬૬
પુત્ર જોઈ દ્વારાવતી આવીઉ, કૃષ્ણરાઈ તે વધાવીઉ;
રૂકિમણી સહિત બેઠા મહારાજ, નારદ બિઠુ તિહાં સમાજ-૬૭
પુત્રનું કહિ તે વૃતાંત, સાંભલિ કૃષ્ણ થૈ નિસંત[2];
મિ સીમંધર સ્વામી વંદીઆ, જે ભવાંતર એહના ભાખીઆ-૬૮
સોલ લાભ લેઇનિ ચંગ, સોલમિ વરસિ આવસિ મનરંગ;
તે પુત્ર મિ જોયું આજ, કાલસંવરનું કરિ છિ રાજ-૬૯
રૂકિમણીનિ સંતોષી ઘણી, પુત્ર વાત કહી સોહામણી,
અંધાનિ નેત્ર આવસિ તદા, પંગાનિ પગ આવિ તદા-૭૦
સુણુ વાણી મુખિ ઉચ્ચરિ, સુકી વાવી તે ભજલ ભરિ;
અશોક શુષ્ક નવ પલ્લવ થાય, છ રતિ[3] એક રતિ કહેવાય-૭૧
દુગ્ધધાર દોઈ સ્તન ઝરિ, કોકિલ નાદ આણંદ ઉચરિ;
એહવાં ચિન્હ હશિ તેણીવાર, પુત્ર આવસિ ઘરિ નિરધાર-૭૨
એહવું કહીનિ નારદ ગયું, તપ જપ કરવા તત્પર થયું;
હવિ આગલનું બોલેશ વૃતાન્ત, કામરાય મેઘકૂટ વસન્ત-૭૩

---

૧ જશે. ૨ નિશ્ચિંત. ૩ ૠતુ.

અનિલા રાણી ચંગ, ભોગવિ ભોગ અભંગ;
હિરણ્ય પુત્ર હવું એ, યમ કામ અભિનવું એ-૫
તાતિ[1] સંયમ લીધ, પુત્રને રાજયજ દીધ;
કેવલ લાધીઉ એ, શિવપદ સાધીઉ એ-૬
સંજયંત પ્રતિમા પાસિ, વિદ્યા સાધિ ઉલ્લાસિ;
હિરણ્ય અતિ ઘણીએ, વિદ્યા સોહામણી એ-૭
વરસ છત્રીસ ઉદાર, વિદ્યા સાધી અપાર;
નિજ ઘરિ આવીઉ એ, રાજ્ય સોહાવીઉ એ-૮
કિતે દિન પામ્યું વૈરાગ, મુકી મનનું રાગ;
હિરણ્ય સંયમ ધરિ એ, વિદ્યા વિનંતી કરિ એ-૯
રોહિણી વિદ્યા સાર, પ્રજ્ઞપ્તિ ઉદાર;
વિદ્યા સહુ કરિ એ, સ્વામી અહ્મ કુણ લહિ એ-૧૦
અહ્મે હવિ કહિની સેવ, કહુ હિરણ્ય સુદેવ;
તહ્મ અહ્મ મુકીઆં એ, બંને વાનાં ચુકીઆ એ-૧૧
ધણી અહ્મારો હોઇ, તે કહુરિ વિચારી જોઇ;
અહ્મ કિહાં રહું એ, વારવાર તહ્મ કહું એ-૧૨
ગરૂનિ[2] પૂછી કહે ઇમ, જ્ઞાનસાગર કહિ તિમ;
નેમજિન ઉપજિ એ, કૃષ્ણ તવ નિપજિ એ-૧૩
રૂકિમણી તનય તનય ને કામ, રૂપ અતિ અભિરામ;
તેહને સેવયો એ, ભક્તિફલ સેવયો એ-૧૪
ઇમ કહી થયું રૂષિરાય, કેવલ લહી સુનિ થાય;[3]
તેણિ ગુફા એ કહીએ, અહ્મે સહુ રહીએ-૧૫
રક્ષપાલ મૂકયું હું, આજ આવ્યું રે તું;
કાલ ઘણું ગયો એ, આજ મુજ સુખ થયું એ-૧૬

---

૧ બાપે. ૨ ગુરૂને. ૩ સ્વર્ગ ગયા.

વલી લેઇ ગયા તે વીર, વાવિમાંહિ ઉંડા નીર;
વેગલિથી કહિ એ, તે સહુ રાજ્ય લહિ એ—૨૮
સ્નાન કરી નિકલિ જેહ, વિદ્યાધર પ્રણમિ તેહ;
કામ મન હરખીઉ એ, જલ બહુ નિરખીઉ એ—૨૯
તિહાં મકરકેતુ છિ દેવ, યુધ કરવા લાગ્યું હેવ;
લેઇ બંધીઉ એ, સકલ સંધિ સંધીઉ એ—૩૦
તસ નારિ છિ સુવિચાર, મુકાવ્યું ભરતાર;
પતિ ભિક્ષા માગતી એ, ઇમ મુકાવતી એ—૩૧
તેણિ આવ્યા શૃંગાર અનેક, આવ્યું બાહિર વિવેક;
બાંધવ આવિ મલીઉ એ, બલ તેહનું કલ્યું[1] એ—૩૨

( ઇતિ ચતુર્થ લાભ)

આઘા ચાલ્યા વલી લેઇ, તેહના થે મલેઇ;
અગ્નિકુંડ ઉજલું એ, ઝાલિ ઝલહલું એ—૩૩
એહ માંહિ પેસિ જે આજ, તે ભોગવિ સવિ રાજ;
સુણી કામ હરખતું[2] એ, નયણે નિરખતું એ—૩૪
જંપાવ્યું અગ્નિમાંહિ, જુઉ રે સ્યું થાઇ તાહિ;
તેહ જસુ જઇ વઢિએ, અગ્નિદેવ મનમાંહિ કઢિએ—૩૫
જીત્યું અગ્નિકુમાર, નવિ ચાલ્યું કાંઇ લગાર;
અગ્નિ ધોતી આપીઇ એ, કંઠે થાપીઇ એ—૩૬
અગ્નિ ન બલિ સાર, એહવા દો વસ્ત્ર અપાર;
ઇમ લાવીઉ એ, ભાઇ કહિ આવીઉ એ—૩૭

( ઇતિ પંચમો લાભ )

તિહાંથી મિંઢ પર્વત જાય, જુઉરે, ઇહાં શું થાય;
પર્વત ખિચિ ગયું એ, જઇને વચિ રહ્યું એ—૩૮

---

૧ જાણ્યું. ૨ હર્ષતું.

તેહસુ યુદ્ધ કરી તે ઘણું, મદ ભાંજ્યું હસ્તીદેવ તણું;
વિવિધ શૃંગાર આપી સેવંત, પ્રદ્યુમ્ન લેઇ નિજ ઠામ આવંત—૮
( ઇતિ અષ્ટમો લાભ )

હવિ રાકૂડાકારિ પર્વત ચંગ, તિહાં રહિ નાગદેવ ઉત્તંગ;
એ ઉપરિ ચઢી ઉત્તરિ[1], વિજયાર્ધની લક્ષ્મી વરિ.—૯
તિહાં ઉપરિ તે જેઇનિ ચઢયું, નાગકુંમાર દેવસુ જઇ ઘું;
જીત્યું નાગ તે પ્રણમિ વલી, કામરાયની પૂગી રલી[2]—૧૦
આંગુ આપ્યું રત્નિ જડયું, કામ મુદ્રિકા આપી પગ પડયું;
છુરિકા એક તે આપી ખરી, તિહાંથી આવ્યું જય શ્રી વરી—૧૧
( ઇતિ નવમો લાભ )

તિહાંથી સરા પર્વતમાં ગયા, તિહાં જૌન તેડુના ગયા,
જે એ પર્વતમાંહિ પિસંત, લક્ષ્મી નહનિ ઘરિ વસંત—૧૨
સુણી વાત કામ ચાલીઉ, મનમાહે હર્ષિ માહાલીઉ;
તિહાંથી વિષમવ્યંતર પ્રગટયું સાર, યુધ કરવા લાગ્યું તે કુમાર—૧૩
જીત્યું વ્યંતર આપિ નામ, કંઠમાલા ત અતિ અભિરામ,
બિહિરખા દો કંદોરૂં ભલું હાથ સાકલા વિહિરે નિર્મલું ૧૪
( ઇતિ દશમો લાભ )

સૂકર ગફા છિ ગંભીર, સૂહર રૂપિ રહિ વડવીર
એહ માંહિ જેણિ પેસીઇ, રૂપ સોભાગી તે હીસીઇ—૧૫
ઇસુ સુણી પ્રદ્યુમ્ન કુમાર, પિઠ[3] માંહિ કરિ હાકાર;
તે દેવસુ સંગ્રામ મંડીઉ નિજ બલિ બલ તસ ખંડીઉ—૧૬
તેણિ જયઘોષ આપ્યું શંખ, વિદ્યામિતે આપ્યું ધનુખ;
લેઇનિ તે બાહિર આવીઉ. દેખી બાંધવ મુખ કાલુ કીઉ—૧૭
( ઇતિ એકાદશમો લાભ )

---

૧ ઉતરે. ૨ હોંશ. ૩ પેસી.

વલી એક વનમાં ઘાલ્યુ વીર, તે પિહુ વલી થૈ ધીર;
તિહાં દીઠું અશોક વૃક્ષ સાર, જાહુ પ્રૌઢ અનિ મનોહાર-૧૮
તે વૃક્ષિ બાંધ્યું વિદ્યાધર, વસંત નામ તેહનું ગુણધર;
મનોવેગે તાણી બાંધીઉં, જકડ-બંધ બંધિ સાધીઉ-૧૯
તેહવિ પ્રદ્યુમ્ન આવીઉં, અંજન કરીનિ છોડાવીઉં;
બંધણહારૂ તવ આવી રહિ, કામરાય બલવંતુ લહિ-૨૦
દો વિદ્યાધર પ્રણમિ પાય, વસંત વિદ્યાધર બોલિ રાય;
એક પુત્રી તહ્મ પરણાવસ્યું, વચન દીધ તે તેણિ ઇસ્યુ-૨૧
મનોવેગ વિદ્યા આપીઇ, ઇન્દ્ર નાલિ તે યશ વ્યાપીઇ;
તિહાંથી આવ્યું બાંધવ કહિ[1], સ્યુ ઉપદેશ દ્યુ છું[2] મહિ-૨૨

( ઇતિ દ્વાદશમો લાભ )

તિહાંથી અર્જુન વન લેઇ ગયા, તિહાં જઇનિ નિર્ભય થયા;
એ વનમાંહિ પિંસિ જે નરવર, તે મોટું કહીઇ વિદ્યાધર-૨૩
ઇસ્યુ સુણીનિ ચાલ્યું સુજન, જેહના મનમાંહિ છિ જિન;
વનમાંહિ જઇ પિઠું યમ્મ, યક્ષરાય તે પ્રગટ્યું તિમ્મ-૨૪
યુદ્ધ કરીનિ તે જીતી ઇ, પ્રણમિ પાય વલી તે ભીતી ઇ;
આપે પંચ બાણ વલી તાસ, તેહનાં નામ સુણું ઉલ્લાસ-૨૫
અનુમાદન પહેલું અભિરામ, મદન બીજું કહી તે નામ;
ત્રીજું મોહન ચુથું તાપન સાર, પંચમું શોષણુ તે નિરધાર-૨૬
એ પાંચ બાણુ લેઇ આવીઉ, બાંધવનિ મનમાંહિ ભાવીઉ,
લાભ તેરમું તે પુરૂ થયું, વલી પરિવાર આગલિ ચાલીઉ-૨૭

( ઇતિ ત્રયોદશમો લાભ. )

તિહાંથી ભીમ ગુફાઇ ગયા, કપટિ વલી તે તેહના થયા;
એ માંહિ જે કો પેસીઇ, તે સકલ રૂદ્ધિ હોસીઇ[3]-૨૮

---

૧ પાસે. ૨ આપો છો. ૩ પામે.

ઇસું સુણીનિ ધાયું કુંમાર, પિઠું ગુફામાંહિ નિરધાર;
તિહાં દેવ હતા તે વિવિધ પ્રકાર, તેહનિ જીતી પામ્યું જયકાર-૨૯
કુસુમ છત્ર વલી આપી સેજ, બાંધવ કરિ તસ ફૂડુ હેજ;
બાહિર આવી ઉભું રહ્યું, બાંધવિં પુણ્યવતું લહ્યું-૩૦
( ઇતિ ચતુર્દશ લાભ )

તિહાંથી જયવંત પર્વત સાર, તિહાં નગરવાહુ નદી છિ વર[1];
તિહાં વાયુવેગ વિદ્યાધરનું વાસ, ભારતી રાણી તાસ ઉલ્લાસ-૩૧
રતિ પુત્રી તેહનિ હવી, જાણે રતિરાણી ઉપની અભિનવી;
વનમાંહિ છિ ફટિકની શીલા, તે ઉપરિ બેઠી નિર્મલા-૩૨
ધુલું[2] વસ્ત્ર પહેરીનિ સાર, તિહાં બેઠી તેહજ મનોહાર;
શ્વેત જપમાલી[3] કર ગ્રહી, પ્રતિમાસન[4] તે બિઠી સહી-૩૩
તેહનું રૂપ તે કહ્યું નવ જાય, દેખી કામ તે વિહ્વલ થાય;
બોલાવિ તું કાં એકલી, રાજપુત્રી વલી છે નિર્મલી-૩૪
તે વનદેવી બોલી વાચ, એહ વાતનું જાણિ સાચ;
એ વનમાંહિ જે આવિ નર, તે નર એહનું થાયિ વર-૩૫
તેહવિ તાત વલી તિહાં આવીઉ, પ્રદ્યુમ્નને મન ભાવીઉ;
પુત્રીનું વિવાહુ તે કીધ, લક્ષ્મી વિદ્યા ઘણીપિરિ દીધ-૩૬
પરણી લેઇ રતિનિ વલી, બાંધવ પાસિ આવ્યું મન રલી;
સહૂઇ પુણ્ય પવિત્ર જાણીઉં, બાંધવ સહુઇ તે વખાણીઉં-૩૭
( ઇતિ પંચદશમો લાભ )

સકટાચલ વલી આવ્યા સહુ, પ્રીતિ વચન તે બોલ્યા બહુ,
એમાંહિ જે પેસી નિકલે, તેને ત્રિભુવનની લક્ષ્મી મલે-૩૮
ઇસુ સુણીનિ પિઠુ ઇમ્મ, ક્રોધ કરીનિ બોલ્યું તિમ્મ;
કરી યુદ્ધનિ જીત્યું તેહ; બોલે વચન અતિ સુસ્નેહ-૩૯

---

૧ મોટી. ૨ સફેદ. ૩ જપમાળા. ૪ પદ્માસને.

પુષ્પ રથ આપ્યું ઉદાર, કામધેનુ વાંછિત દાતાર;
તે લેઇનિ આવ્યું તતકાલ, મલીઉ બાંધવને ગુણમાલ–૪૦
( ઇતિ ષોડશમો લાભ )

### અથ રાગ—અસાઉરિ.

બાંધવ સઘલે[1] વાત એ સુણી, એ મોટું દીસે શુભ પ્રાણી;
એ મારું આપણું કયમ જાય, પુણ્ય સખા ઇત[2] સઘલિ થાય–૧
રંગિ ચંગિ તે આવ્યા ગામ, મેઘકૂટ તણિ વિશ્રામ;–૨
જોવાને તિ લોક બહુ મલિ, જાણિ અહ્યારૂ દુઃખ સવિ ટલિ;–૩
મેઘકૂટ નગર મંજાર, કામદેવ સરસી રતિ નાર;–૪
એક નારી જોવાનિ ચઢિ આવાસ[3]. કો એક ધાઈનિ[4] આવિ પાસિ–૫
જોવા રહી છિ ઘર ઘર બાર, ઉજાતી આવી સવી નાર;–૬
ઢલી પડિનિ ઉભી થાય, ઠેલા મેલ ચંપાઇ કાય;–૭
એક એક તે આગલિ રહિ; પહરી રહિ વલી ઇમ કહિ;–૮
ઠેલા નાખીનિ આગલ થાય, જો રે જો કામરતી[5] જાય;–૯
આગલથી તું પાછી થા, હું જોઉ કામરતિ રાય;–૧૦
પ્રીયુ[6] પ્રીસંતી[7] અધવચિ ધાય, રડતું બાલિક પુંઠિ જાય;–૧૧
ઉતાવલિ કાંઈ નવી જાણિ, બાલક વરાસિ કુતરૂ તાણિ;–૧૨
ભરતાર અંઘોલણ મૂકયું પાણી, સમાણુ લેવાને તિહાંરે ઉજાણી;–૧૩
વાજીંત્ર વાજતે કામતે[8] જાય, જે જાણે તે ઉઘાડી ધાય;–૧૪
કો નીચી કો જાડી કાય, ઉતાવલી ચાલ્યું નવિ જાય;–૧૫
એક એકનિ ઠેલો પડિ, કામ ન દીઠું વાટિ રહી રહિ;–૧૬
મોકલિ[9] માથિ નિકલી નાર, ઉકાયલી નિકલી અનિવાર;–૧૭
ભોજન કરતી ભોજન છંડી, જોવાને તે કૂપ ઉલંડી;–૧૮

---

૧ સર્વેએ. ૨ જીત. ૩ મહેલ ઉપર. ૪ દોડીને. ૫ કહેતી. ૬ ધણીને ૭ પીરસતી. ૮ કામ છોડીને. ૯ ઉઘાડે. ૧૦ ઉતાવલી.

કો એક સીંદુરિં કજ્જલ સાર, ઝાંઝર લેઇ કંઠિ ધાર;-૧૯
એક નેત્ર તે સિંદૂરિ આંજે, એક નેત્ર ચૂનિ કરી માંજિ;-૨૦
હેઠિ ઉઘાડી માથિ ઊઢી[1], કો એક નિકલી એહે[2] મુંઢી;-૨૧
માથિ ખિલનિ ઉરભી ચોલિ, કામ કિહાં છિ મુખ ઈમ બોલિ;-૨૨
ઉતાવલિ બાલિક જાણી જમાડિ, બાલિક જાણી માંજાર રમાડિ;-૨૩
હુઈ હુઇઆદ લાઇ મોતી, પડી ખાલિ તે ઘેસૂ સોતી;-૨૪
એકોએક વધાવે હરનિ મોતી, કો આગલ ઉભી રહી જોતી;-૨૫
કો કહે પુણ્ય તે ઘણુપરિ કીજિ, તુ એહવું ભરતાર લહીજિ;-૨૬
કો કહિ રતિ રાણી સાર, જિન ધર્મ કીધું નિરધાર;-૨૭
કો કહે એહવો પુત્ર હોઇ માહરિ, તો કામ માહરાં સહુ સારિ-૨૮
કો કહિ બાંધવ કોઇ જમાઈ, કોઇ પિતા કરીનિ ગાઈ;-૨૯
કો કહિ ભર્ત્તાર એહવું લહીઇ, વારિવારિ ભગવંતનિ કહીઇં;-૩૦
સ્ત્રી સ્વભાવ તે એહવું કિહિવાઇ, રૂપવંતનિ જોવા જાઇ;-૩૧
વિવાહ વરઘોડુ કલેશનિ ઠામિ, મુઇ જીવ તે એણિ ઠામિ;-૩૨
માથિ બેઠું નિ ઉભી રહિ, વાત કરિતાં બેસી રહિ;-૩૩
સઘલી વાત ઘરની તે કહિ, વિવેક વિચાર કાંઇ નવિ લહિ;-૩૪
એ સ્વભાવ નારીનું જાણું, સર્વ ચતુર નર એહ વખાણું;-૩૫

અથ—દૂહા ( **દોહરા** )

ઘર આવીનિ પ્રણમીઉ, કાલસંવર રાજન;
દેખી પુત્ર સોહામણું, હરખિ રાયનું મન-૧
આજ્ઞા જનકની લેઇનિ, ગયું તે માતા પાસ;
કનકમાલા પાય પ્રણમીનિ, આગળ બિઠું ઉલ્લાસ-૨
તવ પ્રદ્યુમ્નનું રૂપ જે, દીઠું અતિ મનોહાર;
કનકમાલા વિકલ થૈ, બોલિ વચન વિકાર-૩

૧ ઓઢી. ૨ ઉઘાડે.

પ્રણમીનિ નિજ ઘરિ ગયું, નવિ જાણિ તેહ લગાર;
કનકમાલા મન ચિંતવિ, કિમ સરસિ માહારૂં વિકાર-૪
રોગમસિ સૂતી તદા, સહ્યાંઈ[1] ઉઠી ચંગ;
પ્રદ્યુમ્ન તેડાવીઉ, તે આવ્યું મનનિ રંગ-૫
શય્યા આગલિ બેસાડીઉ, પૂછિ માતાનિ ત્યાર;
સ્યું દુઃખ તુહ્ય દીલનિ, કીજિ તે ઉપચાર-૬
સુડિમાંથી[2] હાથ કાઢીનિ, ઝાલ્યું કુંમરનું પાણિ[3];
લેઇનિ હૃદય સ્થલિ ધરિ, કુંમર તું મનમાંહિ આણિ-૭
વિરૂપ વાત કુંમરિ લહી, તવ બોલિ વચન વિશાલ;
તું માતા મુઝ જાણીઇ, ઇમ નવિ કીજે હાસ-૮
તવ કનકમાલા કહિ, સાંભલિ સાર કુમાર;
હું માતા તોરી નહિ, એહનું કહું વિચાર-૯
એક દિન રાય સ્યૂં[4] મલી, ગઇ હતી ક્રીડા કાજ;
તક્ષક પર્વત ઉપરિ, વિમાન ન ચાલિ સાજ-૧૦
હેઠાં ઉતરી પેખીઉં, શિલા કરતી સ્વાસોશ્વાસ;
આશ્ચર્ય અતિ જાણીનિ, જોઇ આસોપાસ[5]-૧૧
શિલા હેઠલ તુ દેખીઉં, બાલિક અતિ સરૂપ;
રાઈ લેઇ મુજ સુંપીઉં, કીધું રાઇ ભૂપ[6]-૧૨
ત્યાર પછી ઘર આણીઉ, તુજ મોટું કીધું દેહ;
બીજું કોઇ જાણિ નહિ, વૃત્તાંત સવિ એહ-૧૩
મિં તું ઉસેર્યું[7] સહી, જાણી એહવી વાત;
ભોગવશું ભોગ ઘણા, મોટિ થાઇ અદ્દભૂત-૧૪
વિચાર મ કરસ્યું ઘણું, એ કીજિ હવિ વાત;
સંસારનાં સુખ ભોગવું, નવિ કીજિ મુખિ ઘાત-૧૫

---

૧ સવારે. ૨ ઓઢવાનામાથી. ૩ હાથ. ૪ સાથે. ૫ આજુબાજુ.
૬ રાજા. ૭ ઉછેર્યું.

કામાનલની જાલ જે, ઉર્હ્લવાવિ તું એક આજ;
મોરૂ મન તુજસ્યું મલ્યું, યમ સાર મોરૂં કાજ-૧૬
ઇસુ સુણીનિ ઉઠીઉ, મનમાંહિ ધરતું એહ;
એહ વાત ખોટી ખરી, શું બોલિ છિ એ વાત-૧૭
સિદ્ધકૂટ પ્રાસાદ જે, તિહાં ગયું તેણી વાર;
જિન વંદી સ્તવન કરી, વાર વાર અનિવાર-૧૮
બાહિર મુનિવર દેખીઆ, સાગરચંદ્ર વિખ્યાત;
મુનિ પ્રણમ્યા ભાવિ કરી, બોલ્યા ગુણ અવદાત-૧૯
તવ મુનિવરનિ પૂછી ઇ, માતા કરિ વિકાર;
એ માતા હુઇ નહિ, કિ[૧] હુઇ[૨] એ નિરધાર-૨૦
તવ મુનિવર બોલિ સહી, સુણરે કુંમાર સુજાણ;
દ્વારિકા નગરી કૃષ્ણ જે, રૂકિમણી નારી વખાણ-૨૧
તે કૂખિ તું ઉપન્યું, છઠ દિન પક્ષરાય;
ધૂમકેતુ હરી ગયું, તે તુજ વૈર[૩] કહિવાય-૨૨
શિલા હેઠિ મૂકી ગયું, લેઇ આવ્યું કાલસંવર;
કનકમાલા કરિ[૪] સુંપીઉ, પુત્ર કરી પાલ્યું સાર-૨૩
સ્નેહ તણું કારણ કહું, સાંભલ તું સુકુમાર;
મધુરાજા ભવ તિ હરી; ચંદ્રરેખા એ નારિ-૨૪
તે તું મધુ પ્રદ્યુમ્ન જે, થઉ છિ અતિ ઉદાર;
ચંદ્રરેખા એ ઉપની, કનકમાલા એ નિરધાર-૨૫
પૂરવ ભવના નેહથી[૫], જાગ્યું નેહ પ્રચંડ;
તેહનું ભર્ત્તા ગિહિલું થૈ, કુતપ કરી ઉદંડ-૨૬
તે કનકરાય મરી કરી, કુતપતણે પરિમાણ;
ધૂમકેતુ રાક્ષસ થયું, એ કારણ વૈરનું જાણ-૨૭

૧ કોણ. ૨ છે. ૩ શત્રુ. ૪ હાથમાં. ૫ સ્નેહથી.

એણિ મુજ નારિ હરી, ત્યારે હતું હું રાંક;
હવિ રાક્ષસ સબલ થઉ, ટાલું હવિ વાંક—૨૮
તે માટિ હરી કરી, શિલા હેઠલ તે દીધ;
પુણ્યિથી તું ઉગર્યું, વિરીઇ કાંઇ નવિ સિધ—૨૯
કનકમાલા પાસિઅ છિ, વિદ્યા ત્રણિ અતીવ;
તે આપસિ તુજને સહી, તે લેજે તું કામદેવ—૩૦
તેથી તેરૂ કામ હસિ, અવસિ મોટિ કાજ,
ભર્તારિ થાપિંણ ધરી, કનકમાલા કહિ આજ—૩૧
પુત્ર ઘણા માટિ સદા, વિદ્યા ત્રણિ ઉત્તંગ;
સ્ત્રી પાસિ મૂકી ખરી, સાધી મનનિ રંગ—૩૨
પ્રદ્યમ્ન તવ બોલીઉ, પ્રણમી મુનિવર ચરણ;
કહું સ્વામી જ્ઞાન ધણી, તું દુઃખીઆનું છિ શરણ—૩૩
માતાનિ વિયોગ જે, રૂક્મિણી શીલ સુહાવ;
કુણ પાપિ[1] વિયોગ હવું, તે કહું મુજનિ દેવ—૩૪
કહિ મુનિવર તું સાંભલિ, રૂકિમણીનું કહું પાપ;
વિરહ હવું તેરૂ ઘણું, ઈણિ ભવિ હોઉ વ્યાપ—૩૫
ભરતક્ષેત્ર માંહિ ભલું, કલમપુર વર ગામ;
ભૂપતિ ભૂપતણિ ઘરિ, સોમદેવ બ્રાહ્મણ નામ—૩૬
કમલા તેહની કામિની, દર્પણ જુઈ રૂપ;
તવ જ્ઞાનસાગર મુનિ આવીઉ, પ્રતિબિંબ્યું તાસ સરૂપ—૩૭
કરૂપ દેખી નંદા[2] કરી, બાંધ્યું અતિઘણુ પાપ,
તે પાપિ રાસભી[3] થઈ, પાય એ સંતાપ—૩૮
રાસભી મર ભૂંડણ થઈ, વલી શૂંની અવતાર;
ત્યાર પછી માછિણ હવી, પાપિ એહવા યાર[4]—૩૯

૧ ક્યા પાપથી. ૨ નિંદા. ૩ ગધેડી. ૪ ભવ.

માછિણનાં મા બાપ મૂઆં, દુર્ગંધા કહિ લોક;
માછિંણનું નામ ધર્યું, મ કર્યું પાપ તે ફોક-૪૦
તે માછિણ ગામ બાહિરિ, બોર જાંબુ ખાય;
તવ મુનિવરં તિહાં આવીયા, જ્ઞાનસાગર મુનિરાય-૪૧
જે મુનિની નિંધા કરી, તે મુનિવર સાર;
..................................................-૪૨
દયાને તિહાં આવી રહ્યા; ટાઢે વાહે પ્રચંડ.
તવ માછિણ એણીપિરિ કરિ, પત્ર આણ્યાં ઉદંડ-૪૩
ચરણ સહુ ઢાંકયા સહી, મુનિની રક્ષા હિત;
ધ્યાન પૂરી[1] મુનિ ચિંતવિ, આણી મનમાંહિ પ્રીત-૪૪
જ્ઞાનિ તવ તે ઓલખી, પ્રતિબોધી તે બાલ;
જાતિ સ્મરણ તવ ઉપન્યું, જાણ્યું પાપ વિકરાલ-૪૫
બાર વ્રત ગરૂ કહિ લીયાં, પાલિ દયા તે સાર;
એક દિન મોર બાલ ગ્રહી, સાત્યું[2] તેણ અપાર-૪૬
મયૂરી દુઃખ કરિ, ન દેખિ બાલિક આપ;
સોલ ઘડી તે ટલવલી, હવું તે બહું સંતાપ-૪૭
વલતું કાઢી તિહાં ધર્યું, તે મયૂરી પાસ સાર;
માતાનિ સુખ ઉપન્યું, ગયું વિરહ વિકાર-૪૮
જ્ઞાનશ્રી આર્યિંકા વલી, આવિ તેણિ ઠામિ;
માછિણ જેણિ ઠામ રહિ, રહી રાતિ વિશ્રામ-૪૯
તે સાથિ માછિંણ ગઇ, તીરથ કરવા કાજ;
બાર વ્રત સુધા ધરિ, સારિ આતમ કાજ-૫૦
શ્રી અયોધાપુરી પ્રતિ, પામી મરણ તેણી વાર;
સોલમે સ્વર્ગિં દેવી થઇ, ધર્મિં શુભ અવતાર-૫૧

---

૧ પુરૂ થવે. ૨ રમાડે.

સોલમિ સ્વર્ગેથી ચવી, ભીષ્મરાય ઘરિ ચંગ;
રૂકિમણી નામિ પુત્ર હવી, પરણ્યું કૃષ્ણ મનરંગ—૫૨
સોલ ઘડી મોરબાલનિ[1], દીધું વિયોગ તે દુઃખ;
સોલ વરસ તેહનાં થયાં, રૂકિમણી પુત્રનું સુખ—૫૩
ઈસ્યુ સુણી ઘરિ આવીઉ, ગયું તે માતા પાસ;
પ્રેમિસુ બોલાવતું, બિહું મન ઉલ્લાસ—૫૪
વલતી કનકમાલા કહિ, સુણ વાત કામદેવ;
ત્રણિ વિદ્યા તહ્મુંનિ દેઉં, જો કરૂ અહ્મારિ સેવ—૫૫
વલતું કામરાય કહે, કીજીસિ તહ્મ સેવ;
વિદ્યા અહ્મનિ સુપીઇં, જેમ સરે તહ્મારૂ કાજ—૫૬
વિદ્યા ત્રણિ તવ આપીઇ, લીધી મન ઉલ્લાસ;
વલતું તે કુંમર કહિ, બિસી માતા પાસ—૫૭
મિ માત પિતા દેખ્યા નહિ, મિ દીઠી તુ માય;
ધણીયાણી તે જાયવા, હું પ્રણમું તારા પાય—૫૮
હું માય માય તુજનિ કહું, તું ખરી મોરી માત;
હું તુજ ઉદરેથી ઉપન્યું, જાણે એહવી વાત—૫૯
પુત્રનિ દેવું ઘટે, તેહવું દીજિ કાજ;
તે હું મસ્તિક આદરૂ, જેણિ રહિ મુજ લાજ—૬૦
ઈસુ કહીનિ ઉઠી ગયું, ઝુરિ રાણી ત્યાર;
બિ[2] વાનાં મોરાં ગયાં, વિદ્યા લેઈ ગયો સાર—૬૧
શરીર વિહલુરી તોડીઆ, મસ્તકના મોટા વાલ;
રાણી બૂમ પોકારતી, જૂઉરે લક્ષણ બાલ—૬૨
ઈસુ સુણી રા[3] આવીઉ, દીઠું વિકરાલ રૂપ;
કહિ કામિની રે નાહલા, જોઉ પ્રદ્યમ્ન સ્વરૂપ—૬૩

૧ મોરનાં બચ્ચાંને. ૨ બે. ૩ રાજા.

પરજાયા તે આપણા, કમ થાયિ સુજાણ;
મુજ વિગોણું[2] એણિ કર્યું, તું મનમાંહિ જાણ-૬૪
વલતું રાજા કોપીઉ, તેડયા પાંચસિ પુત્ર;
પ્રદ્યુમ્નનિ મારયો, એ મોટું અપવિત્ર-૬૫
પરપંચિ એ મારયો, સઘલા મલીનિ આજ;
એહાન દયા નવિ કીજિઇ, યમ સરિ તહ્મારાં કાજ-૬૬
પ્રદ્યુમ્ન પાસિ ગયા, તેડી ગયા તે વાવિ[3];
સ્નાન મસિ સહુ ગયા, બોલ્યા સરલ સ્વભાવિ-૬૭
જંપાવુ આગલ થકી, તહ્મે મોટા છો રાય;
પછિ વાવિ અહ્મ પિસસ્યું[4], વિનય મોટું ઇમ થાય-૬૮
અદૃષ્ટિ વિદ્યા તદા, આવી કહિ કર્ણ-માંય;
રે પ્રદ્યુમ્ન તુજ મારસિ, મારસિ વાવિ-માંય-૬૯
તુ અદૃષ્ટ થઇનિ રહે, હું પઇછુ[5] તાહારિ રૂપ;
તુ વેગલિથી જોયજે, એ ભાઇનું સરૂપ-૭૦
પછી અદૃષ્ટ થઇ કામ રહ્યું, પડી વિદ્યાધરી રૂપ;
સહુઇ કામજ જાણીઉ, સરખુ તાસ સરૂપ-૭૧
તવ ઉપરથી રહી કરી, શિલા નાંખિ પ્રચંડ;
પાખાણિ[6] કરી મારીયિ, જાણીઇ કામનિ મારવા કાજ-૭૨
પ્રદ્યુમ્નિ તવ ઇમ કર્યું, ઉંધિ માથિ નિરધાર;
........................., ........................ ૭૩
લડખડતા વાવિ રહ્યા, ઉપરિ ઢાંકણ પાંહાણ;
શિલા વાવિ મુખ દીજીઇ, દુઃખી થયા અજાણ-૭૪
એક પુત્ર બાલિક હતું, તે કાંઠિ હતું ત્યાર;
કરી પોકાર રાયનિ કહે, મારિ પ્રદ્યુમ્ન કુમાર-૭૫

૧ પારકાના જણેલા. ૨ એ આબરૂ. ૩ વાવ પાસે. ૪ પેસશું. ૫ દેખાઉ છું. ૬ પથ્થરેથી.

સુણી રાય કોપિ ચઢયું, મારૂં હવિ એહ આજ;
એ પાપી અપરાધીઉ, લેસિ મ્હારૂં રાજ—૭૬
કટિક[1] લેઇ બાહિર ગયું, યુદ્ધ કરિ બહુ-વાર;
પ્રદ્યુમ્નિ કટક કર્યું, વિદ્યાબલિ અપાર—૭૭
રૌદ્ર યુદ્ધ હવું તદા, ભાગું કાલસંવર;
આવીનિ સ્ત્રીનિ કહિ, આપુ વિદ્યા અનિવાર—૭૮
એ બલવંતું ગર્જતું, માર્યો વિદ્યાધર લોક;
એ માર્યું કિમ જાયસિ, એ મુજ મોટું શોક—૭૯
તહ્મ પાસિ ત્રણ્ય વિદ્યાધરી, તે આપું હવિ આજ;
તે વિરીનિ[2] જીતીઈં, યમ રહિ અહ્મારી લાજ—૮૦
વલતી નારી ઇમ કહે, મિ આપી વિદ્યા તાસ;
પુત્ર સ્નેહથી મિ મુદા,[3] જે મુજ હુતી પાસ—૮૧
તિ[4] યુવરાજ પદ થાપીઉ, ત્યારિ વિદ્યા સમુદાય સાર;
પુત્ર પ્રેમથી સુપીઉ, જાંણે તું નિરધાર—૮૨
પાછું વલી રાજા તિહાં, માંડયું મોટું યુદ્ધ;
ચતુરંગ બલ બહુ આવીયું, મનમાંહિ ધરી ક્રુધ—૮૩
તેણિ અવસરિ નારદ તિહાં, આવી બોલિ વાત;
યુદ્ધ એહસુ નવિ કીજિઇ, તાહરૂ એકજ તાત—૮૪
ઇમ સમજાવી રાખ્યું તદા, વાર્યું યુદ્ધે અપાર;
પિતા તણિ ચરણે પડે, નારદ કહિ વિચાર—૮૫
નારદ કહિ તું જાણજે, એ કૃષ્ણરાયનું પુત્ર;
પૂરવ વાત સહુ કહી, જાણ્યું ઘરનું સૂત્ર—૮૬
ક્ષમાપન માય બાપસુ, કીધી વારૂ-પિર;[5]
માયને ચરણે લાગતું, એ ઉત્તમનિ પિર—૮૭

૧ લશ્કર. ૨ શત્રુને. ૩ હર્ષથી. ૪ તેં. ૫ સારી રીતે. ૬ રીત

નારદ ઋષિઇ ભાષીઉ, સીમંધર સુ વિચાર;
મોહ કારણ મધુભવ તણું, તેવિ એ અવતાર-૮૮
વલતુ નારદ કામ પ્રતિ, બોલિ વચન વિવેક;
તવ માતા અતિ દુઃખીણી, વાત કહુ હું છેક-૮૯
સતભામા પુત્ર પરણસિ, તે કન્યા તુજ ચંગ;
ભાનુકુંમાર તે તુજ વિના, વિહીવા હુસે ઉત્તંગ[1]-૯૦
રૂકિમણીનું મસ્તક તદા, મુંડન હોશિ ત્યાર;
સત્યભામા મન હરખતી, પુત્ર પરણસિ જ્યાર-૧
સોલ વરસ સ્વામી કહ્યાં, પામ્યા સોલ તે લાભ;
મલીઇ માતાને હવિ, હુઇ તસ મન થાભ-૨
કટિક માર્યું ઉઠાડીઉં, વિદ્યા બલિ તે ચંગ;
બાંધવ સહુનિ કાઢીયા, ક્ષમાપન કરી મનરંગ-૩
માય પિતાને ઇમ કહિ, જુ સીખ દીઉ મુજ આજ;
યાદવને હું જૈઈ મલું. યમ રહિ માયની લાજ-૪
સહુનિ મૂકી એ કહ્યું, રતિ પ્રમુખ સાર;
મલીનિ આવેશ ઇહા, તું મુજ મનિ આધાર-૫
તું પિતા ગુણ ઉજલું, કનકમાલા માતા મુજ;
જુ વિસારૂં તુહ્મનિ, તુ કિમ રૂડું હુઇ મુજ-૬
ઇમ મોકલાવીર[2] નિકલ્યુ. બિઠું તેહ વિમાન;
મોકલાવી પાછા વલ્યા, ગુણ લેતા સહુ સજ્જન-૭

અથ રાગ-દેશાખ.

વિમાન રચ્યું નારદ મુનિ રૂડું, રતન જડીત ઉત્તંગ રે;
ચંદ્રોપક[3] ચતુર તિહા બાંધ્યા ઘુઘરી ઘટસુ ચંગ રે-૧
ભવીયણ ભાવ કરીનિ જાયે, પુણ્યિ જય જયકાર રે;
વિકટ સંકટ સહુ પુણ્યિ જાય, પુણ્યિ ઋદ્ધિ અપાર રે-૨

૧ ઉંચા પ્રકારનો ૨ સમજાવી ૩ ચંદરવા.

પ્રદ્યુમ્નિ પગ વિમાનમાં મૂકયું, ચાંપીનિ તેણી વાર રે;
વિમાન ભાંગીનિ જાજરૂ કીધું,[1] ઈમ કરી દેખાડયું જોર રે-૩
તવ નારદ બોલ્યું કુંમારસ્યું, ઠુલ[2] ન કીજિ પુત્ર રે;
હું ગરડુ[3] તુજ સાથિ ન ચાલિ, તુજ વિદ્યાબલ પવિત્ર રે-૪
નવું વિમાન તે કુંવરિ રચીઉ, દેખીતું અભિરામ રે;
હલુવિ હલુવિ વિમાન ચલાવિ, નારદ કહિએ તામ[4] રે-૫
તાહારી માનિ દુઃખછિ મોટું, ઉતાવલા જોઈઈ આજ રે;
સત્યભામાનું માન ઉતારૂ, યમ સરિ આપણું કાજ રે-૬
નારદ દેખાડિ તેણી વારિ, આ જૂઉ હરણનાં વૃન્દ રે;
ઘટા નાદિ તે સુણી જોતા, આ તક્ષક પર્વત નરેન્દ રે-૭
એ પર્વત શિલા છિ મોટી, જો રે બાલિક સહુ આ રે;
એ હેઠલ તુજનિ એ મૂકી, દૈત ગયું હતું સહુ આ-રે-૮
આ મોર કલા કરિ છિ રૂડી, આ પુષ્પ ભ્રમર ગુંજાર રે;
આ હસ્તિ મદ ઝરતું દીસિ, સારસી નાદ વિસ્તાર રે-૯
વિમાનનાં વાજીંત્ર સુણે વા, હરણ રહ્યાં કાન માંડી રે;
આ જો સિંહ નાદ કરી હસ્તી, જાયિછિ વન છોડી રે-૧૦
આ જો ફુલ ફુલ્યાં છે વૃક્ષ, જૂઉ રે ઉભું સિંહ રે;
આ જો રે ગંગાનાં નીર, પખાલિછિ[5] સહુ દેહ રે-૧૧
આ જો રે વનમાંહિ રૂડી, નરનારીની જોડ રે;
ક્રીડા કરિ એ મનિ[6] ગમતી, પુંગિ મનના કોડ રે-૧૨
સ્ત્રી હીંચી[7] ને પુરૂષ હીંચોલિ, વાયિ ઉડિછિ વસ્ત્ર રે;
આ જો રે વિદ્યારથી ભણતા, કરિછિ વાદ તે શાસ્ત્ર રે-૧૩

---

૧ જોર બતાવ્યું. ૨ મશ્કરી. ૩ વૃદ્ધ. ૪ તેમ. ૫ સારૂં કરે છે. ૬ મનને. ૭ હિંચકા નાંખે.

જો રે આ રાજા તે વનમાં, રાણી સહિત અપાર રે;
ફુલ વેણીનિ શય્યા રચતાં, કરવા સૌખ્ય સુસાર રે–૧૪
આ જો રે વિનોદ તે મોટું, રાજા મનાવિ નારિ રે;
માનીતી ન મનાઇ રૂસી, પડિ તે આંસુની ધાર રે–૧૫
પાનતણી બીડી લેઇ મુખમાં, મુકિ છિ રાજ ચોરે રે;
મુખ મચકોડી પાછું નાખિ, એ વિનોદ સાહ્મુ મુખ કરયો રે–૧૬
જોરે આ વિનોદ છિ મોટું, નારિ માદલ વાયે રે;
પુરૂષ તે નાચિ ઘુઘરા બાંધી, ગિહિલું થઇ ગીત ગાવિ રે–૧૭
આ જોરે વિનોદ છિ મોટું, આસૂઇ ચંદલું ધોવાઇ રે;
રમણ અન્યો સ્રી સાથિ વિલુધુ, રતન ઉછટ ચંદલું જાવે રે–૧૮
એવા વિનોદ ઘણા દેખાડિ, ચાલિ વેગિ વિમાન રે;
આગલ જાતાં ઘંટાનાદ શ્રવણે, સાંભલિ ધરી તે કાન રે–૧૯
હેઠુ જૂઇ કટિક નવ દેખી, પુછિ નારદને વાત રે;
કહિનું કટિક એ વનમાંહિ ચાલિ, દેખીતું અદ્ભુત રે–૨૦
નારદ બોલિ દુંરયોધન રાજા, એહની કન્યા ઉદધિ નામ રે;
તુજ કારણ એ લોલી કન્યા, જાયિ છિ દ્વારિકા ઠામ રે–૨૧
સતભામાનું પુત્ર તવ ભાઇ, પરણસિ રૂડી કન્યા રે;
સાહ્મી કન્યા લેઈ ને દેશિ, દુરયોધનરાય ધન્ય રે–૨૨
ઇસુ સુણીનિ કામરાય તે બોલિ, રાખું ઇહાં વિમાન રે,
કટિક જોઇનિ વેગિ આવું, સુંજ લાગ્યું છિ તિહાં ધ્યાનરે–૨૩
હેઠલિ ઉતરી વનમાંહિ આવી, ધર્યૂં ભીલનું રૂપક રૂપ રે;
લાંબુ કાલું તે વિકરાલું, ગાલિ[1] પડયા બહુ કૂપ[2] રે–૨૪
કાલુ સુહુ આંખિ છિ પીલી, ઉજલા દીસિ દંત રે;
ધુમ સરીખા કેશ છિ મોકલા, વલી લાંબા હોઠ સોહંત રે–૨૫

---

૧ ગાલમાં. ૨ ખાડા. ૩ આંખો

માથે વેલા લેઇ વિંટયા, કંઠિ ચનોઠીનો હાર રે;
મોર પીછનું છિ શૃંગાર, સિંદૂર તિલક અપાર રે–૨૬
હોઠ લાંબા નિ મોટા કાન, દંત બાહિરં સહુ દીશિરે;
મોટું પેટ નિ પગ મોટા, કાંનિ[1] કારેલાં હીસિ રે–૨૭
કહે બુલાવી મુજને આપું, તું જાત્રા નિ દેઉ રે;
માહારૂં લાગિ તે લેઉ, વલી દાણુ વસ્તુ હું જોઉ રે–૨૮
કટિક તણુ સુભટ ઇમ બોલિ, સુ માગિ છિ ધાડ રે;
લાંબું કાલું નિ વિકરાલું, જાણે દીસિછિ રે તાડ રે–૨૯
કટિકવાળું કહિ દાન વનમાં તુહિ, તુ ગિહિલું થઉં આજરે;
વિનોદ માટિ તે વલી બોલ્યા, તાહારિ શું જોઇ કહિ આજ રે–૩૦
વલતું બોલિ એકજ વાંનું,[2] આપી જાઉ સહુ કોઇ રે,
વલતાં બોલિ હાથી ઘોડા, ભંડાર કન્યા સોય રે–૩૧
ભિલ્લ કહિ હું કન્યા લેઉ, માહારૂ શું ભુંડુ છે રૂપ રે;
અહ્મે વલી કૃષ્ણુના છું છોરૂ, મુજ સરખું કોન સરૂપ રે;–૩૨
ખાલી રાખ્યું કટિક મારિ, કોલાહલ થયું મોટું રે;
સહુ કહિ એ ગિહિલા બોલ, બોલિછિ દીસિ ખોટું રે–૩૩
ભિલ્લ કહે હું કૃષ્ણુનું બેટું, વડુ કહેવાઉં હુંયરે;
એ કન્યા સુહિ પરણાવું, દાંણુમાં[3] આપુ[4] ઇહ રે–૩૪
તવ ઠેલીનિ પાછું નાખિ, ગિહિલું જાણી અપાર રે;
ત્યારિ ધનુષ આગલ લેઇ ધરીઉં, મોટું તે અતિ સાર રે–૩૫
વિદ્યા બલિ લાંબું વધાર્યું, સઘલા વનમાંહિ પહુંચિ રે;
શીતકાર કરી કટિક તે મેલ્યું, ચઢી ડુંગર ઉંચૂં રે–૩૬
વિદ્યાબલિ ભિલ્લ બહુ કીધા, તેહનું સંખ્ય ન પાર રે;
બિ[5] પર્વત વચ્ચિ કુ હણિઇ, પ્રદ્યુમ્ન રહુ તેણિવાર રે–૩૭

---

૧ કાનમાં. ૨ વત. ૩ કરમા. ૪ આપો. ૫ બે.

દાંત પાડું હું હમણાં સહુના, કટક કરૂ શત ખંડ રે;
કટિકવાલું તે બોલ્યું એહવું, કો દીશિછિ મંહા લંઠ રે-૩૮
શુર કો બોલિ રે કોલી, તું કૃષ્ણરાયનું પુત્ર રે;
એવડું જોર કરિછિ સહુસુ, તાહરૂં રૂપ છે અક્ષત્ર[1] રે-૩૯
કન્યા કાં માગિ તું ગિહિલા, દ્રવ્ય માગિ કાંઇ આપું રે;
વલતું બોલ્યું કૃષ્ણનું બેટુ, એ કન્યા મુજ ઘરિ થાપું રે-૪૦
સમ ખાઉં છું કન્યા લેઉં, એહનિ હું પરણુસું રે;
નહિ તો લુંટી લેઇશ સઘલું, વળી યુદ્ધ કરેસ્યું રે-૪૧
દુરયોધન રાજા તે કોપ્યું, ભીલનિ નાખું મારી રે;
મુખમાંહિથી બોલિ અઘટતું, ઇમ વાત કરૂં નિસ્તારી રે-૪૨

અથ રાગ—સોરઠી.

હસ્ત દોઇ કરી પર્વત રૂંધ્યા, રોધી સઘલી વાટ;
ઠાંમિ ઠાંમિથી ભિલ્લ તે પ્રકટયા, પ્રૌઢ સ્થુલ જસા જાટ રે-૧
એહ જૂઉ રે ભિલ્લતણે બલિ, રાખ્યું રણનો રંગ;
સુભટ ભટ ઢલી ઢલી પડતા, સંગ્રામ હુઇ ઉત્તંગ રે-૨
હસ્તી ઘોડાનાં બલ મોટાં, તીર તરૂઆર ઝલકાર;
ભાલે વીંધ્યા સુભટ તે રાખિ, તીર આવિ યમ ધાર રે-૩
વાઢયા ભેદ્યા છેદ્યા બહુલા, વિદ્યાબલિ ઉત્તંગ;
ભીલડા પાંહાંણુ[2] ઉપાડી નાખિ, ભાજિ કટિકનું વેગ રે-૪
વૃક્ષ ઉમેલીનિ નાંખિ, ડુંગર શિખર ચઢંત;
દશ દશાઇ વીંધી લીધી, તીર અચુક આવંત રે-૫
પડયા હસ્તી ઘોડા મોટા, સુભટ પડયા રણ રંગ;
હસ્ત પાદ પણ તોડી નાખ્યા, નાઠા કેવિ નિજ અંગિ રે-૬

૧ ઘણું સારૂં. ૨ પથરા.

દુરયોધન કહિ નાશી જાઉ રે, એ ભીમ આવ્યા યમ તીડ;
કૃષ્ણ સાથિ વઢાઇ એ સઘલિ, ભીલ તણી થઇ ભીડ રે-૭
નાઠું કટક તે દહ દિશ તેહનું, લુંટયું તે અપાર રે;
ઉદધિ કન્યાને હરી લેઇ ગયું, આકાશિ તેણિ વાર રે-૮
વિમાન માંહિ તે લેઇ મૂકી, નારદ પાસિ સાર;
કમલ દલસુ કોમલ કાયા, થર થર ધ્રુજિ અપાર રે-૯
નારદ કહિ કન્યા તું જાણિ, હું નારદ ઋષિ રાય;
તું મમ બીહે[1] પુત્રી માહારી, મુજ પ્રણમિ મોટા રાય રે-૧૦
કુંવરી બોલિ તું કાં ઝાલ્યું, માહારી ૧પરિ આજ;
સાંભલિં તાત તું મોરી વાણી, ન સરીઉ એકિ કાજ રે-૧૧
પિહિલે પ્રદ્યુમ્ન વર કીઉ, પછિ ભાનુ કુમાર,
એ સહુ વિઘટી ગઉ મુ પાપી, હવિ પાંમ્યું એ ચોર રે-૧૨
એહવું સુણીનિ નારદ બોલિ, સુણરે વત્સ મુજ વાણ;
આપ રૂપ પ્રગટ કરિએ નિ, એહનિ હરખ મનમાંહિ આણરે-૧૩
તવ રૂપ ફેરી નિજ રૂપ કરી, મોહન અતિ ઉદાર;
દેખી કન્યા ચમકી મનમાં, એ સુંદર અવતાર રે-૧૪
સવિ વૃતાન્ત કહ્યું તે માંડી, જાણ્યું પ્રદ્યુમ્ન કુમાર;
નારદ ઋષિનાં વચન સુણીનિ, હૈઈ[2] હરખ અપાર રે-૧૫
કટક માર્યું માયાથિ તેહનું, તે ઉઠયું તતખેવ;
વિમાન લેઈ આગલિ ચલાવ્યું, હરષિ કામ સુદેવ રે-૧૬

અથ ચુપૈ-(ચોપાઇ.)

જવ દ્વકડા તે આવીયા, તવ તે નારદ ઇમ બોલિયા;
વત્સ દ્વારાવતી હોઇ, વિવિધ શોભા નીરખી જોઇ-૧.

---

૧ ભય નહિ રાખ. ૨ હૃદયમા.

તવ કુંમાર બોલિ તે પ્રતિ, વિનોદ દેખાડું વિદ્યાછતિ[૧]
નગરમાંહિ સહુ આવ્યું લહિ, ઘરિ ઘરિ જુહાર કુણ કહિ–૨
તું વિમાન આકાશ રાખજે, માહારા વિનોદ રહ્યું જોય જે;
આવ્યું નગર જાણી સહુ કોઇ, એવા વિનોદ કરૂં તું જોઇ–૩
હેઠલ આવી કીધું ઇસું, ઘરડા ડોસાનું રૂપ તેયસું;
એક ઘોડું વિદ્યાઇ[૨] કર્યું, તે ઉપરિ લેઇ પાઉ[૩] ધર્યું–૪
ઘોડું નચાવતું તેહ મનરંગ, નગરી પિઠું કામ સુચંગ;
ભુજિ કંપિ કોટિ ડગડગ થાઇ, ઘોડિ ચઢયું ભાનું પાસિ જાઇ–૫
કર્ણુંપિસાચિ પૂછી સાર, ઓલખ્યું ભાનુકુંમાર નિરધાર;
હું ઘોડું વેચું છું લીઉ, વલી બોલ બોલિ ટુલીઉ–૬
તાહારી વાત વિદેશિ કહિ, તું અધ પરીક્ષા લહિ;
તે માટિ તુજ પાસિ લાવીઉ, વલી વિશેષિ મન ભાવીઉ–૭
ભાનું કહિ એહનું શું મૂલ, મ બોલસુ ડિંગુ[૪] અતુલ;
તે કહિ કોડિ સોનૈઇઆ સાર, એહનું મૂલ અછિ નિરધાર–૮
જોવાનિ ભાનુ ઘોડિ ચઢયું, ઉંધુ માથિ તેહજ પડયું;
હૈ હૈ એ સ્યું કીધું કામ, નારાયણ સુત તે મોટું નામ–૯
હું ઘરડું જરા જાજરૂ, ઘોડે બિસારૂ કરી સાજરૂ;[૫]
ઉપાડી બિસારૂ તહ્મે, ઘોડુ ખેલાવી દેખાડું અહ્મ–૧
સુભટ સહુઇ ઉપાડીઉ, પાહાણ શિલા પરિ તે થઉ;
તવ ભાનુ આવીનિ અડયું, ઉંચુ થઇનિ ઉપરિ પડયું–૧
ઉપાડનારના ભાગ્યા હાથ, ભંગ પમાડયું સઘલું સાથ;
ભાનુકુમાર તે લાજ્યું[૬] ઘણું, જોઉ લક્ષણ તે ડોસા તણું–૧
તે રૂપ મૂકીનિ બીજુ કરિ, વિદ્યા લેઇ મનમાંહિ ધરિ;
ઘુટ બિ વિદ્યાયિ કર્યા, દોરીય તે લેઇ ધર્યા–૧

૧ વિદ્યાબળે. ૨ વિદ્યાબળે. ૩ પગ. ૪ વધારા પડતું. ૫ સાચવીને
૬ શરમાયા.

ડગ ડગ તે લડથડી પડિ, આગલિ આવિ તેહનિ લડિ;
પગ પાછલા ફૂટાઈ તાસ, બગાઈનું જિહાં છિ વાસ–૧૪
સત્યભામાની વાડી ગયું, માલી પ્રતિ તે ઇમ બોલીઉ;
વાડીમાંહિ ચરવા દીઉ, જે જોઇયિ તે માગી લીઉ–૧૫
એ વાડી જોવા કો પામિ નહિ, તુ ઘોડા અહાં ચરિ કહિ;
હીરે જડિત મુદ્રિકા લે, એ ઘોડાને ચરવા દે–૧૬
લોભિ માલીઈં હા તે કહી, ઘોડાં ચાલ્યાં વાડી સહી;
માંહિ પેસિનિ ઘોડા ઘણા, પાર ન આવિ તેહજ તણા–૧૭
વાડી ઉપાડી નાખીઈ, ત્યારિ માલી ઇમ ભાષીઇ;
પાડિ ઝુંબ[1] વલી કરે સોર,[2], એ ઘોડાનાં મોટાં જોર–૧૮
તલની માટી ઉપરિ કરી, વનસ્પતિ તે ખાધી ખરી;
..................................................–૧૯
ઘોડાનું ધણી કહીં ગયું, માલી તે વલી વલખું થયું;
ક્ષણમાંહિ તિહાં કહિનિ દેખિ નહિ, ઘોડા રખવાલ ગયું કહું કહિ–૨૦
કિહાંથી નિકલી માંડયું સંચ, વિદ્યાઈ કીધું પ્રપંચ,
ઘરડું કરૂપ થયું ડોકરૂં, બાલિક કહિ હવિ વહેલા મરૂં–૨૧
વાનર એક તે લીધું સાથ, રમાડે વલી દેતું બાથ;
બીજી વાડી સત્યભામાતણી, વાનર લેઇ ગયું તેહ ભણી–૨૨
મદ્ય પીધિ યમ છાકયું હોઇ, વલી વીંછીઇ ડસીઉ જોઇ;
કિઠ[3] પાતલી મુખ બિહામણું, વલી વિશેષિ ચંચલ ઘણું–૨૩
ચેટક શું વલી મસ્તી થયું, એહવું વાનર વિદ્યાઈ કીયું;
માલી કહિ ફૂળ માગિ એક, વાનરનિ આપુ વિવેક–૨૪
એક ફૂળે તે ઉછું નવિ થાય, સત્યભામા છિ મોટી માય;
વાનર વળગે જુ આફ્ણી, તું શું કરિ સત્યભામા ધણી–૨૫

---

૧ ઝુમ. ૨ શોરબકોર. ૩ કેડ.

માગ્યું ફળ તું આપ્યું નહિ, વાનર પિઠું વાડીમાંહિ સહી;
વાડીમાંહિ વાનર થયા ઘણા, પાર ન પામું તેહજ તણા-૨૬
વાડીમાંહિ ફળફુલ અપાર, રહેવા ન દીધું એક લગાર;
પહેલી બુમ જવ વલી સાંભળી રહિ, તેહવિ બીજી આવી કરિ-૨૭
વાનરિ વાડી ખાધી સહુ, માલી બુમ પાડિ છિ બહુ;
ઘડી બે ચ્યાર થેઇ દેખિ નહિ, કહું રે વાનરા એ ગ્યા[1] કહી-૨૮
ઇમ કરીનિ આગલ જાય, વિદ્યાબલ એહનિ કિહિવાય;
વાટિ વાજીંત્ર વાઇઇં, ગીત સહુ નારી ગાઇઇ-૨૯
રથિ બિઠી નારી ઘણી, શી વર્ણના કરૂં તેહ તણી;
રથિ જોતર્યો ઘોડા સ્થૂલ, કંઠિ હાર દિસિ છિ ફૂલ-૩૦
તવ કર્ણ પિશાચિનિ પૂછીઇ, એ કુણ નારી મનમાંઇ છીઇ;
તે કહિ ભાનુ કુંમાર વિવાહ, વધામણું હિ મન ઉત્સાહ-૩૧
ત્યારિ એહવી કીધી બુદ્ધિ, વિનોદ કરવા એહવી સુધિ;
ઘોડા ફેડી રાસભ કાર, ઘોડા ઠામિજ ઉંટજ ધરિ-૩૨
રથિ રથિ તે કીધું ઇમ્મ, એક રાસભ ઉંટ છિ તિમ;
ગીત મૂકીનિ પાડિ બુંબ, જોઇ લોક થયા તે સૂંબ[2]-૩૩
રાસભ ઉંટ જોતર્યા છિ વહિલ, જાદરણી હૂઇ પિહિલ;
ડંસ મસા કીધા તે ઘણા, અંગે ચટકા દેતા તેહતણા-૩૪
ધાંધાં થાઇ નારી પડિ, વાટમાંહિ પડી તે રડિ;
ઇમ કરીનિ તેહજ ગયું, આગલિ જૈઇનિ વિપ્રજ થયું-૩૫
અતિ ઘરડું હાથિ લાકડી, સ્ત્રી સહુનિ કહે બાપડી;
વાવિ કાંઠિ રહ્યું કહિ ઈમ, ધોતીયાં ધોઉં કહું રે કિમ-૩૬
કોટિ જનોઇ દર્ભની શિલા, ટીપણું ટીલાં કરી નિર્મલાં;
કંમડલ હાથિ ઝાલીઉં, કાંઠિ રહી વચન બોલીઉં-૩૭

---

૧ ગયાં. ૨ સુન્ન.

સત્યભામાની દાસી ઘણી, રૂપિ કરીનિ સોહામણી;
વાવિમાં પેસવા ઘ રે આજ, થમ્મ સરિ સવિ તહ્મારૂ કાજ-૩૮
સ્નાન કરી ભોજન હું કરૂં, તહ્ય પરી યાનિ હું ઉધરૂં;
વાવિ ભામાઇ રખાવીઇ, આઘુ આઘુ કિમ્મ આવીઉ-૩૯
અમ્હને ઓળખતાં નથી તહ્મો, નારાયણના પુત્ર છું અહ્મો;
વાટિથી હું આવ્યું આજ, તેહતણું તહ્મે સાંભલું કાજ-૪૦
દુરયોધન રાજા આવતું, કોઇ પુરૂષ આવી થઉ છતું;
વાટિ ભિલ્લિ લુંટ્યું તેહ, ઉદધિ ઉડાલી લીધી જેહ-૪૧
ઝગડું કરી ઉડાલી લીધ, ભિલ્લે મલી વિમાસણ કીધ;
ઉત્તમ જાતિ તે એહનિ વરિ, ભિલ્લ મલી વિમાસણ કરિ-૪૨
તવ હું તિહાં ગયું અપાર, હું બોલું તે વચન સાર;
હું ઉત્તમ કુલ છું અવતાર, રૂપવંત વલી મનુહાર-૪૩
ઘરડું ગિહિલું એહ નિટોલ, વિકલાઇના બોલિ બોલ;
ઢલિ નાખિ કમડલ ભરિ, ઉતાવલું બાહિર નિસરિ-૪૪
સોખણી વિદ્યાઇ સોખીઉ, પાણી નહિ દાસીઇ પેખીઉં;
ઉભુ રહિ રહિ કરતી ધાય, વાહલા મુજ વાવિ સોખી જાય-૪૫
ઇંમ કરી બ્રાહ્મણ ઝાલીઉ, ઘરડું નિ વલી ટુલીઉં;
લિરે પાણી તાહારૂં આજ, પાણીનું નથી મુજ કાજ-૪૬
ઇંમ બોલી કમડલ ઉંધું કરિ, પાણી નગર મધ્યિ વિસ્તરિ;
પાણી ચાલ્યું મોટિ જોર, યમ ચાલ્યું સાયરનું પુર-૪૭
સાથરી સઘલી પુરિ જાઈ, હા હા કરતાં હાટ તણાઇ;
દોસી[2] સઘલા ઉભા રડે, ગાંધી ઉભા ઢલી ઢલી પડે-૪૮
નાણુટીની[3] પ્રજિ કાય, નેસ્તી સહુના કણ તણાય;
વસ્ત વારૂ વિપરીત તે હવી, રૂપ ધરિ તેહજ અભિનવી-૪૯

૧ દો. ૨ વ્યાપારી. ૩ નાણાવટીની.

સુગંધી વસ્તુ તે દુર્ગંધી થાઇ, સુંઘીનિ નાખી દેવાયિ;
ઇમ વિનોદ કરીનિ ગયું, નગર લોકનિ વિસ્મય થયું–૫૦
વલી તીરથવાસી થૈઈ એહલું, માલીનિ ઘિરિ જેઇનિ મલ્યું;
આસ્કાલ્યું મુજ આપું ફુલ; જુ માગું તુ આપું મૂલ[1]–૫૧
ચંપા મોગરા જાયિ વલી, કેતકી વસંત વેલી ભલી;
ફુલ ફેડીનિ આકના કર્યો, છાબ સઘલી માહિ તે ધર્યો–૫૨
તિહાંથી નીકલી કીધી પેર, વસુદેવતણે વલી ચાલ્યું ઘેર;
વડાઉઆની ભક્તિ કીજીઇ, વિદ્યા દેખાડી ફુલ લીજીઇ–૫૩
હાથે ઝેટુ આલી ઉત્તંગ, વસુદેવસુ બોલિ મનરંગ;
તહ્મિ બલવંત મિ જાંણ્યા બહુ, લોક વખાણ કરિછિ સહુ–૫૪
ઘુંટણસુ ઝેટુ અફાલીઇ, તુ તહ્મારૂ બલ અતિ જાણીઇ;
માહારા ઝેટાનું જુઉ પારખું, રખે કહુ સહુ સારખું–૫૫
વસુદેવ કહિ જોઉ અહ્મે, ઘેટુ હરિ રખિ હારૂ તહ્મે;
ઇમ કહી ઘેટુ રાખ્યું દૂર, આપણ ચુ દેખાડિ જુર–૫૬
ઘેટિ મસ્તક અફાલ્યું યદા, ઢીંચણ ભાંગી નાંખ્યું તદા;
ફલ લાગીનિ ઢલી તે પડયું, વડાઉઉતે એણીપિરિ નડયું–૫૭

## અથ રાગ—સામેરી.

વલી બ્રાહ્મણ રૂપ ધરીજિ, જુઉ હવિ હ્મિ કરીજિ–૧
હો સજની સતભામા ઘિરિ જાયિ, હવિ એહનીપિરિ શી થાયિ–૨
બાલ રૂપ ગુણમાલ, કંઠ જનોઇ જયમાલ–૩
વેદ મુખિ ઉચ્ચાર, દેખીતું અતિ મનોહાર–૪
સત્યભામાનિ કહિ સાર, તહ્મનિ કૃષ્ણ કરિ જયકાર–૫
વલી સત્યભામા બિઠી માય, તિહાં ભણતું ભણતું જાય–૬
તિહાં બ્રાહ્મણ મલીઆ અપાર, વેદ ભણતા કાર પોકાર–૭

૧ કિંમત.

આંણી આંણી ધવાનિ ઘણું, પાતલ પેટ તેહજ તણું-૩૪
અન્ન રાંધ્યું હતું જેટલું, રાંધું હતું ઘરમાં તેટલું-૩૫
સત્યભામા તું મોટી માય, મ્હારૂં પેટ પુરૂ ભરાય-૩૬
તું બડી છે પટરાણી, પેટ ન પુર્યું વિવાહ ભણી-૩૭
અંતેઉરી[1] વાત સાંભલી, સઘલી જોવાને મળી-૩૮
બાલનું પેટ ભરાય, પીરસિ કહિ માય-૩૯
જોરે માતા કહું, એહ પાંસાં પેટ ઠાલું રહ્યું-૪૦
ત્યારિ હાથીના દલીઆ આણ્યા, ઘોડા ઉંટતણા વલી જાણ્યા-૪૧
છપન્ન કોડિનિ રાંધ્યું હતું, જણ માંહિ જાણે તુ હતું-૪૨
બ્રાહ્મણ સહુ ભૂખ્યા ગયા, ભાનુના વિવાહ ઇમ થયા-૪૩
માતા મ કરૂ હવિ રીસ, થોડું થોડું અણાવી પ્રીસ-૪૪
કિ મુજ પુરૂ જમાડું, ઇમ બોલિ નિ લિ આડું-૪૫
રડતું રડતું ભાખિ, અન્ન સઘલું ઉકી નાખિ-૪૬
મેઘ તણી પિરિ ગાજિ, ઓકતું તે નવિ લાજિ-૪૭
સત્યભામા તે છંટાય, નાશી ગઇ સહુ માય-૪૮
ઘરમાંહિ ઉંકતે ભરીઇ, આંગણે ઓકતે કરીઇ-૪૯
સત્યભામાનિ ઇમ કરી, નિકલ્યું હર્ષ તે ધરી-૫૦
હવિ વિચારિ તે ઇમ, હવિ રૂકિમણી ઘરે જાઉં કિમ-૫૧

## અથ રાગ-મલ્હાર.

બ્રહ્મચારનું[2] એ રૂપ કરે તિ નિર્મલું, લઘુ વય તે દીસી
અતિહિ સુહેજલું;
કમંડલ રે હાથે ઝાલ્યું તે ભલું, પીછી તણું રે ચમર
દીસિ તે ઉજલું-૧

---

૧ અંતઃપુરની સ્ત્રીઓ. ૨ બ્રહ્મચારીનું.

એહવું ચિંતિ એહ માહારૂ, પુત્ર કિ હુઇ નહિં;
દીઠિ તે મોહ અતિ ઉપજિ, લાગિછિ વાહાલું સહી-૧૨
તવ બોલિરે રૂકિમણી તે આદર કરી, પૂછે બ્રહ્મજી રે
માત પિતાની વાત ખરી;
તહ્મ કિહિના રે પુત્ર દીસુંછું નિર્મલા, કુણ માતા રે
ઉદરિ ઉપના ઉજલા-૧૩
ઉદરિ ઉપના કહુ સ્વામી, એ ઉલટ મુજને થયું;
તવ બ્રહ્મજી ઇમ બોલિ વાણી, ક્રોધવંત ફોટક ભયું-૧૪
યતિનિ સહુ માત પિતા, એ પૂછવું તુજ નવિ ઘટિ;
કૃષ્ણ પિતા નિ તુંઅ માતા, વચન એહવાં મુખ ઉંમટાં-૧૫
વલતી તે રૂકિમણી બોલિ, રીસ ન કીજિ અતિ ઘણી;
વાત એક પૂછવા તે હીડું, પૂછુછું તે હુ ભણી-૧૬
માહારૂં પુત્ર રે હવું, હતું તે અતિ ભલું;
દૈત્ય હરી રે લેઇ ગયું ક્રોધિ મલ્યું, કાલસંવરે સ્વામી
કહુ વૃત્તાંત ભલું-૧૭
સાંભલ્યું વૃત્તાંત પુત્ર કેરૂ, નારદ ઋષિ આવી કહ્યું;
સોળ વરસ તે થયાં પુરાં, તુ હિ પુત્ર તે નવિ લહ્યું-૧૮
કહ્યાં ચિહ્ન તે સહુ મલતાં, દીસિ છિ આજ અનોપમિ;
અશોક પલ્લવ વાવિ સંભરી, છ રતી આવી એક સમિ-૧૯
હંસ મોર સારસ લવતા, કોકિલ બોલે સોહામણાં;
અંધાનિ નેત્ર પંગ પાદ, આગમ ગુણ તેહ તણા-૨૦
સત્યભામા રે કેરૂ બેટડું, પરણશિરે દુઃખ દેસિ મુજ ખુટડું;
વેણી મુંડન રે માહારી કરશિ સહુ મલી, એણી દુઃખિરે
આજ હું બહુ ટલવલી-૨૧
ટલવલી રહું છું અરમા[1], પુત્ર વાટનિ નિરખતી,
જુ જાણું તુ કહુ મુજનિ, દીન વચન ભાખતી-૨૨

---

૧ હૃદયમાં.

તું દીઠિ મન ઉલ્લસિ, તું દીઠિ સુખ હોય;
ઘણા દિન જોઇ વાટડી, મનોરથ પુગા સોઈ રે-૬
જે સ્વપનમાંહિ દેખતી, તે આવી મલીઉ આજ;
તે સેરી સોહામણી, જે સારિ સહુનાં કાજ રે-૭
તપ જપ ધ્યાન સવે ફલ્યું, જેહનિ કરતા કાજ;
તે પુણ્ય સહુ ફલ્યું, મન મોહન મલીઉ આજ રે-૮
હેયાસુ કુંમર ધર્યું, ચાંપ્યું હૃદયિ મંજાર;
હૈઈડુ ટાઢુ બહુ થયું, સ્તન ઝરતા દૂધની ધાર રે-૯
રૂકિમણી કામ બેઉ તણું, ઢલીઉ શોક વિકાર;
શ્રીભુષણ સુરિ ઇમ ભણિ,[1] શ્રી નેમનાથ જયકાર રે-૧૦

અથ-દૂહા (દોહરા.)

તેણિ અવસરિ બહુ આવીઆ, સત્યભામાના લોક;
વાગતિ ગાજતિ આવીયા, પાડિ વલી તે પોક-૧
રૂકિમણી ઇતે દેખીનિ બીહીની અતિ શરીર;
પુત્ર કહિકાં એહ હવા, અંગિ ઝરી તસ નીર-૨
વલતી માતા પુત્રનિ કહે, આવેછિ એ થોક;
મસ્તક માહારૂ મુંડશિ, મહિમા જાસિ છેક-૩
પ્રદ્યુમ્ન કહિ ઘરમાં રહુ, જૂઉ થાયિ છિ સ્યુંએ;
માહરા વિનોદ જોયજે, ઘરમાં બિઠી તુય-૪
વિદ્યા બિ રૂકિમણી કરી, બેસાડી સિંહાસન;
મોનિ લાકડીઉ થયું, ઉભું રહ્યું આસન-૫
આવી દાસી સહુ મલી; આવી રૂકિમણી પાસ;
પ્રણમીનિ તે વિનવિ, બોલિ અતિ ઉલ્લાસ-૬
માતા વેણી આપીઇ, કહેતાં આવિ લાજ;
અહ્મે સત્યભામાઈ મોકલ્યાં, વહિલાં થાઉ કેરાવું કાજ-૭

---

૧ કહે.

કૃષ્ણ રાય રાસ કરિ, રૂકિમણી ઉપરિ ત્યાર;
કરવું એહવું નવિ ઘટે, પણ કાંઇ એક એહ વિચાર-૨૦
પરાક્રમ એવડું કીહાં થકું, જે એવડું કરી કાજ;
એ વાતિ ઉગર્યું નહિ, ભામાની હવી લાજ-૨૧
કૃષ્ણ પાસિ ભામા ગૈઈ, વઢવા લાગી તામ;
એ માનીતી તાહરિ, એ કરિ અઘટતાં કામ-૨૨
તહ્મ એહનિ વારૂ નહિ, વલી ચઢી આવિછિ એહ;
એહ વાતિ ભલું નહિ, અન્યા[1] કીધું જેહ-૨૩
એ વાતમાં ગવાહી[2] તહ્મે, વલી બલભદ્ર સુજાણ;
એણીઇ એહવું કાં કર્યું, તહ્મે ન્યાય કરૂ નેમજીનિ આણ-૨૪
કૃષ્ણ કહિ તમે ઘરિ જાઉ, એ કરસ્યુ અહ્મે તપાસ;
જોઉ અન્યા છિ કેહનું, પછી આવું તહ્મ આવાસ[3]-૨૫
સમજાવી ઘર મોકલી, કૃષ્ણ કરિ વિચાર;
બલભદ્ર સ્યુ[4] રૂવડું, બેસી એકિ ઠાર-૨૬
એટલા અંતરિ સ્યું નિપનું, રૂકિમણી પુત્ર સંયુક્ત;
ઘિરિ બેઠા વાત કરિ, સાંભલિ મોરા પુત્ર-૨૭
ધન કનક માલા હવી, જે તુ ખેલાવ્યું અંગિ;
બાલક્રીડા તાહારી ભલી, ખેલાવ્યું તે સંગિ-૨૮
એ મનમાં કોડ રહ્યું, ન દીઠું બાલસ હાવ;
દુગ્ધ પાન પાયુ નહિ, ન કીધું હાવ ને ભાવ-૨૯
તું મોટું થઈ આવીઉ, પુત્ર પામ્યાનું સુખ;
બાલિકપણિ ન ખેલાવ્યા, તે રહ્યું મનમાં દુઃખ-૩૦
પ્રદ્યુમ્ન તવ બોલીઉ, જો રે માતા સુઝ;
હમણાં હું બાલિક થાઉં, દુઃખ દેઉં હું તુંઝ-૩૨

૧ અન્યાય. ૨ સાક્ષી. ૩ મહેલ. ૪ સાથે.

માત મુઝ ભોજન દીઉ, એણીપિરિ આરાધીઉં;
પછિ યૌવન ભરિ થાય, યાદવ કેરૂ એ રાય-૧૧
બાલક્રીડા જોઈ માય, રૂકિમણી મનિ[1] હરખ થાય;
શ્રીભૂષણ બોલિ કવિરાય, પ્રણમી શ્રી નેમના પાય-૧૨

અથ—ચુપૈ (ચોપાઇ)

માતા પુત્ર એહૂ જણા, બિઠા ગોખિ તે સોહામણા;
પૂર્વ કથા માતાઈ કહી, માત પુત્ર મનમાંહિ લહી-૧
બલભદ્રના દૂત આવંત, દૂરથી રૂક્મિણીઇ દેખંત;
પુત્ર નફૂરતે આવ્યા બહુ, નાક છેદનનાં કારણ સહુ-૨
ત્યારિ પ્રદ્યુમ્ન બ્રાહ્મણ થઉ સાર, ઘરડું મોટું દીલિ[2] ભાર;
હાથ પગ નાહના પાતલા, પેટિ બટજી કોઢી મલ્યા-૩
હાથ પગ સલી દેખીઇ, ગોલી સરખુ પેટ પેખીયિ;
ઘડા સરખુ માથુ સ્થુલ, નાક જાણે ધતુરા ફૂલ-૪
કાલુ નિ રીસાલુ ઘણું, થર થર ધ્રુજી અંગ તેહતણું;
હાથિ લાકડી ઝાલી સ્થુલ, અંગ ભર્યું છિ સઘળું ધૂલ-૫
દીઇ ગાલ નિ કરડિ દાંત, રાક્ષસ તણી તે કીજિ ભ્રાંત;
ખડકી ઉબંરિ સુતું સહી, હાલિ નિ વલી ચાલિ નહિ-૬
ચત્તુપાટ થૈઇનિ પડયું, આવતાં જાતાં સહુનિ નડયું;
પડયું ફોફલ ચાવતું, લોક સહુનિ બોલાવતું-૭
જીભારૂ તે કરિ કલેશ, એ ભુંડું કુણ જાઉ દેશ;
ભુંડામાંહિ એ ભુંડું સહી, વલી પરનિ ઠગતું રહિ નહિ-૮
સેવક આવી કહિ પાછુ થાય, પ્રણમું રૂકિમણીના પાય;
બલભદ્રિ જે કહો છિ વાત, તે વિનવીઇ જૈઇનિ માત-૯

૧ મનમાં. ૨ શરીરે.

વલતું બ્રાહ્મણ બોલ્યું ઇમ, હું ઉઠું રે સેવક કિમ;
આહારૂં પેટ ભર્યું છિ અત્યંત, તે માટિ હું નવિ હાલંત-૧૦
હુવણાં પાછા જાઉ વલી, ઘડી બે ચ્યારે આવચો સહી;
નફર પાછા વલીનિ ગયા, સમાચાર બલભદ્રનિ કહ્યા-૧૧
તવ બલભદ્ર તે આવ્યું તિહાં, તે બ્રાહ્મણ સુતું છિ જિહાં;
ચોટિ રૂંધ્યું ખડકનું બાર, લાંબું લટીગણ અતિ વિસ્તાર-૧૨
ભલભદ્ર ભણિ શું સુતું ગમાર, તાહારા પેટનું કુણ પ્રકાર;
કહિ સતભામા ઘરિ જમ્યું ઘણું, પેટ તણાયછિ અન્ન તણું-૧૩
સ્વાદ માટિ અન્ન હું જમ્યું, પણ જમ્યું હું ઘણું પિરિ
દમ્યું;
આફરૂ ચાલ્યું બંને પાસ, પેટ ચાલ્યું મોરૂ આકાશ-૧૪
તે માટિ પડી રહ્યું છું ઇહાં, સંતાપવા તું આવ્યું કિહાં;
બલભદ્ર હટ પડ્યું ઘણું, ટાંટીઉ[1] તાણ્યું તેહજ તણું-૧૫
યમ ટાંટીઉ તે તાંણીઇ, ખુમ પાત સુધિ હાંણીઇ;
બાંધ્યું ટાંટીઉ પોલીછેહ લીઉં, કૃષ્ણ રાય તે આગલ થયું-૧૬
ઘણાં માણુસ વલગ્યાં પાય, તિમ તિમ ટાંટીઉ અધિક થાય;
બ્રાહ્મણ સુતું છે તેણી ઠામ, ન લેવાઇ કણિ તસ નામ-૧૭
કૃષ્ણરાય તે ચિંતિ ઈસ્યું; કહુરે એ કારણ છિ કસ્યું;
ઇમ કરીનિ અદૃષ્ટ થઉ, રૂકિમણી તે પાસિ ગઉ-૧૮
તવ બલભદ્ર તે કોપજ કરી, સેવકનિ લેઇ પરવરી;
રૂકિમણી ઘરિ આવિ તેહ; રૂકિમણી કહિ જોરે એહ-૧૯
એ તાહારૂ કાકુ પ્રચંડ, સિંહસુ યુધ કરિ ઉદંડ;
એહની બાંહ[2] બલ છિ બહુ, લોક બોલિછિ એહવું સહુ-૨૦

૧ પગ ૨ હાથમા.

## અથ રાગ—દેશાખ.

સિંહ રૂપ તવ કીધું, વિદ્યાનિ વનુ દીધુ;
વાટિ વચે તેહ બિઠું, સિંહ બલભદ્રિ તેહ દીઠું—૧
હોક્કાર કરે બલદેવ, હવિ કરૂં તાહારી સેવ;
બાકરી મારીને તે ઉઠયું, સેવક જને તેહ દીઠું—૨
પુંછ ઉલાલી બિઠું થઉ, બલભદ્ર સાહમું ગઉ;
ચુધ હુઇ તેહ વાર, જોયે સહુ પરિવાર—૩
થાપ માંહોમાંહિ મારિ, કો કહિની નહિ વારિ;
કૃષ્ણ જોવાનિ તે આવિ, ચુધ ઘણું મન ભાવિ—૪
આવ્યા બાથો બાથિ, મારે આપણે હાથિ;
થિર થિર કંપિ તે મહી,[1] શેષનાગ સલસલ્યા સહી—૫
ગાજિ મેઘ નિનાદિ, ઘા મૂંકિ તે વાદિ;
ખડગ ઝાલિ બલદેવ, મારવા સિંઘનિ હેવ—૬
સૂર ચંદ્રા તે થોભ્યા, ચુધ જોવાનિ તે લોભ્યા;
બલભદ્ર તવ ભાગું, નાઠું થૈને તે નાગું—૭
કામ ગઉ માયનિ પાસિ, વાત કહિ તે ઉલ્લાસિ;
બલભદ્ર કોપિ તે આવિ, કામ સાહામું તે ધાવિ—૮
અષ્ટપાદ થૈ બિઠું, બલભદ્રિ તવ દીઠું;
હાક દેઇનિ બોલાવિ, અષ્ટાપદ પાસિ આવિ—૯
ચુધ કરીનિ તેહ હાર્યું, બલભદ્ર પ્રહારિ માર્યું;
નાઠું બલભદ્ર ભાઇ, અષ્ટાપદ કેડિ તે થાઇ—૧૦
ઇમ કરી પાછું તે વલીઇ, માતાનિ વેગિ તે મલીઇ;
ઇમ વિનોદ કર્યો બહુ, જાણ્યા નયરીય[2] સહુ—૧૧

---

૧ પૃથ્વિ. ૨ શહેરે.

અથ—દૂહા.

માતા પછિ પુત્ર રે, નારદ કિહાં છિ જાત;
તે મુજનિ વેગિ કહિ, તે માહારૂ છિ તાત–૧
પુત્ર વલતું માય પ્રતિ, બોલિ પૂરવલું વૃત્તાંત,
ઉદધિ કન્યા છિ મિ હરી; નારદ પાસિ વિખ્યાત–૨
વિમાન આકાશિ ધરી, માંહિ કન્યા રૂપિરાથ;
વિનોદ કરવા આવીઉં, જાણે મોરી માત–૩
સુણુ માતા હું તુજાન, લેઇ જાઉ આકાશ;
વિમાન માંહિ લેઇ ધરૂં, મુકું નારદ પાસ–૪
પિતાતણું બલ જોયવા, મોરિ મન હરખ બહુત;
એ વિનંતી મનમાંહિ ધરૂં, હું તારૂ પુત્ર પવિત્ર–૫
વલતી માતા ઇમ કહિ, એ નવિ કીજે દુલ[1];
પિતા સાથિ નવિ ઝૂઝીએ, મુકીજિ તે રૂલ[2]–૬
નેમનાથ પાંડવ બહુ, બલભદ્ર તે વીર;
તેહસ્યુ તિ કિમ ચાલશિ, એ મોટા છિ ધીર–૭
વલતુ કામરાય કહિ, સાંભલ માય વચન;
નેમનાથ ત્રિભુવન ધણી, તેહ વાંદુ એક મન–૮
તહિ હું લેઇ જાઉ, મહિ ન ઠરિ કો ઘાત;
પિતા તણું હું બલ જોઉં, માને એહવું માત–૯
ઇમ કહી માતા લેઇ ગયું, તે પ્રદ્યુમ્ન કુમાર;
સભા ઉપરિ રહી ઇમ કહિ, રહી આકાશ નિરધાર–૧૦
રે કૃષ્ણરાય તું સાંભલે, એ રૂકિમણી તોરી નારિ;
એહનિ હું હરી કરી, લેઈ જાઉ છુ અવધારિ–૧૧

૧ અણુઘટતું. ૨ વિચાર.

## અથ ચુપૈ-(ચોપાઇ.)

એ માતા મુજ જાણું સહુ, વિચાર કેહિ હુઇ શું બહુ;
જોવા આવ્યું છું હું આજ, જોઉં યાદવમાં શું સાજ—૧
એ પાંડવ સબલા કેહિવાય, બલભદ્ર વળી સબલું થાય;
વલી યાદવ સભામાંહિ ઘણા, તેહતણી નવિ દીસે મણા—૨
બલ તહ્મારા જોવા સાર, વિદ્યાધર કુલ મુજ અવતાર;
આવ્યું છું હું એકલમુલ[1], ઇમ કરીનિ કરિ તે ગુલ[2]—૩
શિશુપાલનિ મારી કરી, રૂકિમણી લેઇ પોતિ વરી;
રાંક એક કંસ મારીઉ, ઇમ કરી યશ વિસ્તારીઉ—૪
એ બલ હું માનું નહિ, મુજ કુલ ઉધરણ જાણો સહી;
રૂકિમણી માતા સમાન, માહારાં મનમાંહિ એ ધ્યાન—૫
હું જે રહું છું ગામ બાહારિ, વિહિલા આવયો રૂકિમણી વાહિરિ;
ઇમ બોલી ગઉ આકાશ, લેઇ ગયું નારદનિ પાસિ—૬
ઉદધિ કન્યા પગે લાગીઇ, આશીષ મુખમાંહિથી માગીઇ;
કન્યા દીઠી અતિ રત્ન, રૂકિમણીનું મોહ્યું[3] મન—૭
આકાશિ સહુને ધરી, વલી પ્રપંચ એહવું કરી;
................................................................—૮
દ્વારિકાં બાહિર આવી રહ્યું, સમાચાર કૃષ્ણિ તે લહ્યું;
ધસમસ કરતા ઉઠયા સહુ, યાદવરાય મલ્યા તે બહુ—૯
રોમાંચ્યા તે મોટા રાય, ત્રટક ત્રટક સતે ત્રુટી જાય;
આંગા અંગે માયે નહિ, સૂર સ્તરાતન ધાઇ નહિ—૧૦
પ્રદ્યુમ્નિ કટિકે તે કર્યું, માયામિ વનમાં તે ધર્યું;
પાર નહિ તે કટિક તણું, માંહિ પ્રદ્યુમ્ન સોહામણું—૧૧
કૃષ્ણરાય સસ્નેહજ થયું, ઝઘડું કરવા તત્પર થયું;
કૈ ભાલુ ઝાલિ હથિઆર, કસ માહિ [illegible]—૧૨

---
૧ એકલો. ૨ મશ્કરી. ૩ મોહ્યું.

કો ધનુષ ગદા ઝાલંતિ, ગર્જં મુહરી શક્તિ ધરંતિ;
છરી કટારી ષપુ ઉખરૂ, ટોપર આઉલ અંગિ કર્યો-૧૩
ફટિક તણી સજાઇ ઘણી, બોલ બચ્યાર કહુ તે ભણી;
જિહાં જેહવું રસ જોઇઇ, તિહાં તેહવું રસ હોઇઇ-૧૪

## અથ રાગ—સિંધુઉ.

અંજણગિરિ સમસ્યાં મલ્યા, નિકલ્યા હસ્તિના થોકરે,
અતિ પાખરિ કરી પાષર્યો, જૂઇ નગરના લોક રે-૧
જૂઇરે નગરના લોક બહુલા, ઠામ ઠામ લોક મલી;
શૃંખલા બાંધ્યા સંધિ સાધ્યા, ઘંટમાલા વાજિ ભલી-૨
ત્રેલિ રે મરહિ સિંદૂર સ્વસ્તિક, કુંભસ્થલ અતિ શોભતા;
પાખરિ પૂર્યો બિઠા સુરા, દેવ દાનવ ક્ષોભતા-૩
મલપતા ચાલે મહી હાલિ, ગરવ ટાલિ પરતણા,
એસા તે ગયવર ચાલિ પરવર, દીસે તેહની નહિ મણા-૪
વિવિધ જાતિ તોરંગમાં, ચપલ તે પવન સમાન રે;
હેખાર પૃથવી ખુરી ખણિ, ટુંકડા જેહના કાંન રે-૫
ટુંકડા કાન અશ્વ કેરા, પંચવર્ણ વાંનિ ભલા;
ઘુઘરની માલા પાખર સાલા, નહિ સુહાલા નિર્મલા-૬
સુર બિઠા સમર પિઠા, હાથિ તરકસ તીર એ;
ચમર બાંધ્યા પ્રૌઢ ખંધ્યા, દીસે એહવા વીર એ-૭
ફાલ દેતા સહુ અ જોતા, વાટ મોહતા નગરના;
અતિ નાચ નાચિ લોક રાચિ, કલા દેખી જેહની-૮
સાતષણા[1] રથ નિસર્યો, શણગાર બાર સોહંત રે;
ચતુર ચંદ્રોપક[2] બાંધીઆ, ચમર તે મનનિ મોહંત રે-૯

૧ સાત અટારીના ૨ ચંદરવા.

મોહંત મનનિ તે રથ શુભ, ચાક ચીતકાર કરિ;
વાટિ રે હીંડે દષ્ટ મંડિ, જાણુ જય લક્ષ્મી વરિ-૧૦
ચંદનિ ઘડીઆ સુઘટ ઘડીઆ, લોહ જડીઆ દીસિ એ;
બહુ શ્રેણિ ચાલે સહુ નીહાલી, દેખતી મન હીસે એ-૧૧
જોતર્યા ઘોડા અતિહિ મોટા, બહુ શણગારિ ભારીઆ;
બહુ શસ્ત્ર પૂર્યા શત્રુ ચુર્યા, એહવા રથ નિસારીઆ-૧૨
પ્યાદા રે પદભરિ પાતલા, ભાલા હસ્ત ધરંત રે;
કેવિ ધનુષ ફરસી ધરી, કેવિ સુસલ વિકરંતિ રે-૧૩
આવી કરતિ કેવિ તે પટું ચમધડ, કેવિ શક્તિ હલ આયુધા;
છરી કટારી જંબૂએ, ખડગ ધારી બહુ ક્રુધા-૧૪
ગદા કેવિ તગરજ ધારી, ત્રિશુલ અંકુશ કર ધરિ;
કેવિ ચમર બંબાલ બાંધ્યા, કરિ ચરણ ઝંઝર વરિ-૧૫
પ્રચંડ નાલિ કોક બાણ બંદુક, પ્રોઢ ગોલા ઘાલીઇ,
દારૂય બાલિ શત્રુ ટાલિ, સબલ કૃષ્ણ ઇમ ચાલીઇ-૧૬

## અથ-પબાડુ અસાઉરી.

સવ બે દલ એકઠાં મલ્યાં, નગર બાહિર તેણીવાર;
રણભૂમિ સમરાવીઇં, આપ આપણે ભાર-૧૭
મલ્યા સુભટ માંહો માંહિ બેહુના, યુધ કરિ તે અપાર;
અડતણા પ્રહાર તે મૂકિ; અસવારિ અસવારિ-૧૮
હસ્તિ હસ્તિસુ આથડિ, કુંતા રિ કુંતાર;
રથિ રથ તે આથડી ભગિ, ચીતકારિ ચીતરાર-૧૯
ભાલિ અંગ વિંધાઇ, બહુનાં તીર વછુટિ ધાર;
છેદ્યા નિ ભેદ્યા તે બહુપરિ, પડીઆ ધરણી મંઝાર-૨૦
કેવિ રંક નાસિ કેવિ રંક પડતા, આખડતા ધરણી ઠામ;
કેવિ નરસૂરા કેકે નરપૂરા, બોલે સ્વામી નામ-૨૧

ગજ તણા ઘા મસ્તકે ફોડયા, આજિ મેહ સમાન;
ખડગિ કાપી મસ્તક નાંખ્યાં, આકાશિ જૂઇ ભાન—૨૨
આગિતણા તણખા તિહાં ઉડિ, લોહતણિં પ્રહાર;
રૂડમૂડતણો રોલ વાલ્યુ; ચુંથિં શેદ્રની ધાર—૨૩
રૂધિર તણુ પ્રવાહે તિહાં ચાલિ, હસ્તીકુંઠ તરંતિ;
હયવર મોટા માંહિ તરંતા, રથ ભાગા દીસંતિ—૨૪
નારાયણનું કટિકે નમંતુ, પાંડવ ખાધી હાર;
બલભદ્ર દિગમૂઢ થઇ રહ્યું, કિમ હોશિ જયકાર—૨૫
તવ નારાયણ કોપ ધરીનિ, સાંમુ આવિ ત્યાર;
તવ નારાયણ પ્રતિ ઇમ બોલિ, ભાખ્યું એહ વિચાર—૨૬
રે નારાયણ આવિ મુંજસું, વિચાર કરીનિ ધાઉ;
ફોકટ માટિ મહિમાં જાશિ, રૂક્મિણી મૂકી જાઉ—૨૭
તહ્મો એક રાંકડું મારયું, કંસતણું કુણ નામ;
રાંડ એકનું સ્તન તેં સોસ્યું, શિલા એક ઉપલી તામ—૨૮
એ અહિકારે[1] મોટા નહિ થૈઇઇ, શું કરૂ હુંકાર;
જુ [2]તહ્મે મુજને બલ દેખાડું, તુ કહું મોટા સાર—૨૯
અસ્યું સુંણીને કોપિ ચઢીઉ, કરવા લાગુ પ્રહાર;
તવ પ્રદ્યુમ્નિ હસ્તી મારૂં, કૃષ્ણતણું નિરધાર—૩૦
કૃષ્ણિ સારિંગ ધનુષ ચઢાવી, મારયું પ્રદ્યુમ્નનું તુરંગ;
વલતું કામિ અર્ધચંદ્ર કરી, ભાંજયું તે સારંગ—૩૧
છત્ર ધ્વજ નારાયણ છેદિ, કામતણું સુરંગ;
વલતું કામિ કીધું એહવું, કૃષ્ણરથ ભાંજ્યું ઉત્તંગ—૩૨
નારાયણ તવ અગ્નિતણું બાણ મૂકિ, અગ્નિ અનંત;
કામરાય મેઘબાણ મૂકી, કીધું તતક્ષણ સંત—૩૩

૧ અહંકારે. ૨ જો.

પવન બાણ મૂકી સમાવિ, નારાયણ તે મેહ;
અંધકાર બાણ કામિ મૂક્યું, કટિક થયું સંદેહ—૩૪
સૂરજ બાણ મુકીનિ ટાલિ, અંધકાર કરિ દૂર,
નાગબાણ ફરી નાગ ઉછાલિ, જૂઉ એહનાં જોર—૩૫
ગરૂડ બાણ નારાયણ મુકિ, ટાલિ સહુ વિકાર;
કૃષ્ણરાયનાં હાથી ઘોડા, પડીઆ ભૂમિ મંઝાર—૩૬
પાંડવ વેગલા રહ્યા જોઇ, હાર માનિ નિસાર;
બલભદ્ર વિચાર કરિ તે, એ કુણ મોટુ વીર—૩૭
તવ કૃષ્ણરાયનુ ધનુ ફરક્યુ, જમણુ તેણીવાર;
સારથી બોલિ જાણે રાજા, કો ઇષ્ટ મલિ જયકાર—૩૮
કામ કહિ તહ્મે ભીક્ષા માગુ, ભાર્યાતણી તહ્મે આજ;
અહ્મે આપુ લેઇ જાઉ, ન રહી તહ્મારી લાજ—૩૯
ત્યારિ કૃષ્ણિ ચક્ર ઝાલ્યું, દીઠું કામરાય;
બોલિરે નિ કુંભારતણિ ઘરિ, ઘડિ હાંડલાં ફેરાય—૪૦
ત્યારિ રૂક્ષ્મણી તે બોલિ, આકાશિ રૂષિરાય;
એ બેમાં વિનાશ કહિનુ, થાસિ એહ ઉપાય—૪૧
મહારે વાહલા બંને પ્રાણી, જાઉ મલાઉ વાર;
પુત્ર પિતા એકઠા મેલી, કરૂ જય જયકાર—૪૨
ત્યારિ નારદ રૂષિ આવીનિ, બોલ્યા શ્રી કૃષ્ણરાય;
તું કુણ ઉપરિ ચક્ર ધર્યું એ, એ પુત્ર તારૂં કામરાય—૪૩
કાલ કુંવરતણિ ધિર[1] હતું વિદ્યા સાધી બહુત્ત;
સોલ વરસિ સોલ લાભ લેઇ, એ તહારૂં છિ પુત્ત[2]—૪૪
વલતું પ્રદ્યુમ્ન પાસિ જઇ, બોલાવિ રે વત્સ,
પિતા સાથિ યુધ નવિ કીજિ, તું છિ પુણ્ય પવિત્ર—૪૫

૧ ધેર. ૨ પુત્ર

એહવું કહીનિ લેઈ આવ્યું, લગાવ્યું પિતાનિ પાય;
આલિંગન લેઈ ભેટયા, આનંદ અંગિ ન માય–૪૬
જય વાજીંત્ર વાગાં છિ દલમાં, પુત્ર પિતા મનરંગ;
શ્રીકૃષ્ણ બલવંત જાણ્યું તે, પિતા પુત્ર ઉત્તંગ[1]–૪૭

અથ—ચુપૈ (ચોપાઇ)

કામદેવ તિહાં આવીઉ, પિતા તણિ ચરણિ લાગીઉ;
બલભદ્રનિ મલ્યું બલવંત, સમુદ્ર વિજયનિ મલ્યું મહંત–૧
વસુદેવનિ કરિ પ્રણામ, સજ્જન સહુનિ દેતું માન;
રૂક્મિણી વલી આવી તહિ, સજ્જન સહુનિ મલીઆં અહીં–૨
નારદ કહિ નગરમાં જાઇઇ, કૃષ્ણનિ ચિંતા થાઇઇ;
કટિક સૈન્ય પડયું સહુ અતિ, આપણ એકલા જેઈઇ કહી–૩
ત્યારિ વિદ્યાને આદેશ દીઉ, કટિક સુભટ સહુ બિઠુ કીઉ,
મારમાર કરતા ઉઠીઆ, જાણે સુતા થા જાગીઆ–૪
પુત્રનું યમ યમ દેખિ રૂપ, તિમ તિમ મનમાં હરખિ ભૂપ;
ગાતિ વાતિ સહુ નિસર્યું, છપન કોડિ યાદવ પરવર્યું–૫
વાગિ તરલ તે તાલ કંશાલ, વાજિ શંખ નફેર નિકાહાલ;
ન ફેરે ભેરી મૃદંગ, વાજે ઢોલ નિશાણ નિચંગ–૬
વીણા સરમંડલ વાજંતિ; દદાંમાં આકાશ ગાજંતિ;
ઝલરવંશ નિર બાબ દડ દડી, પંચ શબ્દ તે નાદિ વડી–૭
આબલ બોલિ મંગલ ભાટ, નાનાવિધ પણ હુટ નાટ;
શ્રૃંગારિ સઘલા તે હાટ, નારી પિહિરિ સઘલા ઘાટ–૮
ગુલાબ અબીર તે છાંટયું સહુ, સજ્જન ચાલે આગલિ સહુ;
હાથી ઘોડાના તે થોક, જોવા મલીઆ તિહાં બહુ લોક–૯
ધિન ધિન વિજયારધનું ઠામ, ધિન ધિન મેઘકુટ અભિરામ;
કાલસંબર રાજા ધિન[2], ધિન કનકમાલા સુતન–૧૦

---

૧ બળવાન. ૨ ધન્ય.

દ્વારાંવતી કહીં છિં ધિન ધિન, ધિન ધિન કૃષ્ણરાયનું મન;
ધિન ધિન માતા રૂક્મિણી કહી, ધિન રતિરાણી એહની સહી-૧૧
એમ નગર લોક બોલીઇ, નારી રહી જૂઇ માલીઇ;
ઠાંમિ ઠાંમિ મોતીના ચોક, ઠાંમિ ઠાંમિ વધાવિ લોક—૧૨
જૂઉ જૂઉ એહ એહ પુણ્ય પ્રમાણ, નરવર સહુકો માનિ આણ;
પુણ્યેં લહીએ નવિ[1] નિધાંન[2], પુણ્યે લહીયે સઘલિ માંન-૧૩
પુણ્યે રાજ્ય રૂદ્ધિ સંપદા, પુણ્યે જાય સર્વ આપદા;
પુણ્યેં લહીયે સુંદરી નાર, પુણ્યેં લહીયે સ્વર્ગ દ્વાર-૧૪
પુણ્યેં પુત્ર તે આજ્ઞાવંત, પુણ્યેં બાંધવ હુયે સંત;
પુણ્યે જશ કીર્તિ હુયે નવી, રૂપવંત કાયા અભિનવી-૧૫
એહવી વાંણી સુંણતું કામ, નીજ ઘરિ આવી ઉતરૂ તામ;
સહુ કુટૂંબનિ હરષજ થયો, રોગ શોક સહુનો ગયો.-૧૬
હવિ હર્ષે દુર્યોધન આવીયો, કૃષ્ણરાયનું મન ભાવીયો;
સર્વ બાંધવેં સુંણી વાત, ભીલતણી જાંણી અવદાત[3]-૧૭
ઉદધિ કન્યા એણે હરી, પિતા પાસિ મોકલી પરવરી,
હરખસુ માંડયું વિવાહ, લીયાં તોરણ અતિ ઉત્સાહ-૧૮
કંકોતરી ઠાંમિ ઠાંમિ મોકલી, સજ્જન આવ્યાં સહુ કો મલી;
કાલસંવર રાજા આવીઉ, કનકમાલા સાથિ લાવીઉ-૧૯
રતિ સાથિ આવી તદા, જે રૂપિ કરી નિર્મદા;
વસંત વિદ્યાધર કન્યા સાર, પ્રણવાનિ મદનકુંમાર-૨૦
પાંચસિ આઠ કન્યા લાવીઆ, વિદ્યાધર તિહાં આવીયા;
પાંચસિ આઠ કન્યા મલી, ભૂરાય[4] વિદ્યાધરની વલી[5]-૨૧

અથ રાગ—

માધવ નંદન સહુ જન વંદન, મદન મોહન અપતીરંતરે;
નાટક રંગિ મનનિ ચંગિ, ગાય વિવિધ પરિગાન રે-૧

---

૧ નવ. ૨ ભંડાર. ૩ વાર્તા. ૪ પુરી પડી. ૫ ઇચ્છા.

પરવારિ સુગટા રત્ન મિંટીલું, કુંડલ રવિ સમાન રે;
કંઠિ હીરા સોવન શણગાર, મુખિ રૂવડાં પાન રે-૨
બાજબંધ[1] બિહરખા બાંહિ, નવ ધરી મુદ્રકા[2] સાર રે;
કટિ[3] કંદોરૂ અસાવુંન વેરૂ, વરૂએ કરી ઉદ્ધાર રે-૩
હસ્તી ઘોડા રથ શણગાર્યો, રાજવાહન વલી મોટાં રે;
જાંદરાંણી સવિ પાલખી બેઠી, રાય અસંખ્યનવિ દીઠી રે-૪
હસ્તી ચઢીને પરણવા ચાલ્યું, દુરજોધન ઘરિબારિ રે;
વાજાં વાજિ અંબર ગાજિ, સોસર વાજિ નફેરી રે-૫
દોઉં દોઉં માદલ વાજિ, ટમ ટમ તાલના નાદ રે;
તન તન તન તન બાબસુ વેણા, જસ કરિ ઉન્નાદ રે-૬
ઝમ ઝમ ઝાલર ઝમકિ, ઘમ્મ ઘમ્મ ઘુંઘરી નાદરે;
ઢંમ ઢંમ ઢોલ ઢમકિ, હોઉં દોઉં નીસાંણ સાદ રે-૭
વિવિધ વિનોદ કરીને ચાલ્યું, ગયો તે તોરણ બારિ[4] રે;
સાસુ વધાવા માહરિ આવી, તિહાં વરતે મંગલ ચાર રે-૮
ઉધ્ધી[5] પરણી વલી સહુ કન્યા, પરણી કામ સુરાંજ રે;
પહેરામણી પ્રચુર તસ દીધી, હવા બહુત દીવાંજા રે-૯
રૂકિમણી કનકમાલાનિ વિનવિ, માતા એ તાહરૂ છિ બાલક રે;
માહારૂં કાંઇ એ નહીં તાહારૂં, માંનજયો મનમાં સહી રે-૧૦
કનકમાલા તણિ પગે લાગી, વહુઅર સહુ તેણી વાર રે;
પછી રૂકિમણી પાય પડાવિ, ઉત્તમ કુલ એ જાત રે-૧૧
કૃષ્ણરાય કાલસંબર બેસિ, એકઠા ભોજન કરતા રે;
સુણોરે વિદ્યાધર એ સુત તાહારૂં, મનમાંહિ હરખ બહુ ધરતા રે-૧૨
પરણીને તે નિજ ઘેર આવ્યું, હવિ બોલાવ્યા સજજન રે;
કાલસંવરનિ[6] પહેરામણી દીધી, કૃષ્ણિ આપી શુભ મન્ય રે[7]-૧૩

---

૧ બાજુબંધ. ૨ વીંટી, ૩ કેડમાં ૪ દરવાજે. ૫ વિધિથી. ૬ કાલસંવરે. ૭ મનથી.

કનકમાલા નિ રૂક્મિણી સાર, પહેરાવી પાય પડંત રે;
એણી પિરિ મોકલવતાં, ત્યારિ કામ રડંત રે-૧૪
માતા પિતા હિહિરે સ્વામી, હું તારૂ છું પુત રે;
વલી મલવા આવું છું સ્વામી, તું કાલસંવર છે પપીત રે-૧૫
એણી પિરિ ઉત્સવ કરી સહુ પોહોતા, નિજ નિજ ગયા ઠામ રે;
હવિ કૃષ્ણરાય કાંય લીલા ભવિ, દ્વારકાં કરિ વિશ્રામ રે-૧૬
નાનાવિધ તે ક્રીડા કરતું, સુખ ભોગવિ મનોહાર રે;
પ્રદ્યુમ્નકુમારની એહવી ક્રીડા, કુહુ 'શ્રીભૂષણ' સુવિચાર રે-૧૭

અથ—દૂહા (દોહરા)

હવિ[1] એક કથા કહુ, સાંભલું ભવિઅણ એહ;
કૈટભ જીવ સ્વર્ગિં હતું, સંબંધ સુણો હવિ તેહ-૧
સીમંધર પાસિ જઇ, પૂછિ નિજ અવતાર;
માહારૂં કહો સ્વામી કહાં, હશિ તું સ્વામી નિધાર-૨
સ્વામિ કહિ સુર નાયક, સાંભલ પૂરવ ભવ;
શિઆલનાં આદિ કરી, કહ્યાં માંડી તતક્ષેવ-૩
મધુ પ્રદ્યુમ્ન તિ ભવિ, સોલમિ હુવા દેવ,
મધુ પ્રદ્યુમ્ન તે હવું, જાદવ કરિ સહુ સેવ-૪
તાહારૂ ભવ કૃષ્ણ ઘરિ, હોસીરે સુર રાય;
એહવું સુણીનિ આવીઉ, જાંહાં કૃષ્ણ મિહું નરરાય-૫
પ્રણમીનિ સુર વિનવી, સાંભલ માધવરાય;
ભાઇ મુજ પૂરવ ભવિ, પ્રદ્યુમ્ન કહેવાય-૬
મુજ અવતાર તોરિ ઘરિ, હાસી[2] નાહ સંદેહ;
એહવું સીમંધર કહ્યું, મુજ નિશ્ચય છિ એહ-૭
હાર માહારૂ રત્નનું, આપું છું લ્યું રાય;
જે રાંણી કંઠે ધરૂ, તિહાં અવતાર મુજ થાય-૮

૧ હવે. ૨ હોશે.

હાર આપી દેવ ગયો, કૃષ્ણનિ ચિંતા થાય;
કુણ રાણીને આપીઇ, જ્યમ સુખ સઘલાં થાય–૯
પ્રદ્યુમ્નનિ તે કહિ, સાંભલ સુત સુકુમાલ;
તોરૂં બાંધવ છિ પાછલ્યું, વલિ કીજિ ગુણમાલ–૧૦
એહ હાર રૂકિમણી ગલી, કંઠિ આરોપો આજ;
કેટભ જીવ એહ ઉપજિ, જ્યમ સરે તહ્મારાં કાજ–૧૧
પ્રદ્યુમ્ન કહિ માત પ્રતિ, હાર અપાવું ચંગ,
મુજ ભાઇ તુજ ઉદરિ વસિ, ભાઈ હોય ઉત્તંગ–૧૨
વલતી માતા એમ કહિ, માહારે નહિ એહ કાજ;
તુંહ પુત્રિં મુજ સહુ હવું, માહારે પુરૂં રાજ–૧૩
એક પુત્ર એકવીસનિં, ઠામિ છિ મુજ સાર;
બીજા પુત્રનું ખપ નહિ, જાણે તું નિરધાર–૧૪
પુત્ર કહે પિતા તણિ, મનમાંહિ છિ વાત;
સત્યભામાનિ આપીય, જાણે તું મુજ માત–૧૫
વળતી રૂકિમણી કહે, જાંબુવતીસુ પ્રીત;
એહનિ હાર આપીય, જ્યમ વાધિ મોરી સુકીર્તિ–૧૬
અસુ સુંણી કામ મુદ્રકા, આપી જાંબુવતી હાથિ,
સત્યભામા રૂપિં કરી, ગઈ તે કૃષ્ણ સાથિ–૧૭
કૃષ્ણિ સત્યભામા લહી, આપ્યું તેહને હાર;
કાંમ ભોગ તેહસું રમ્યું, દેવિ કર્યું અવતાર–૧૮
વલતી નિજ ઘરિ જાંબુવતી, આવી હરખ સંયુક્ત;
આવી સત્યભામા પછી, શ્રી કૃષ્ણ પાસે પહૂત–૧૯
ત્યારિ કૃષ્ણરાયિ લહ્યું, કપટ કરી લીધું હાર;
જાંબુવતી કુક્ષિ અવતર્યું, કૈટભ જીવ અપાર–૨૦

પ્રદ્યુમ્નિ એ કપટ કર્યું, સત્યભામાનિ રૂપિ;
જાંબુવતીનિ અપાવીઉં, એ વધાનુ[1] કૂપ[2]–૨૧
વલક્ષી સત્યભામા થઈ, હાર મર્યું પર હાથિ;
કેટભ જો મુજ ઉદરે હોતું તુ[3] પ્રીત હોત કાંમ સાથ–૨૨
કૃષ્ણ સાથિ હસી રમી, મન પાખિ તે તાંમ;
પ્રથમ સ્વર્ગથી દેવ ચવી, અવતરીઉ પુત્ર સુજાંન–૨૩
નિજ ઘરિ ગઇ તે કામની; વાધિ[4] ગર્ભ ઉદાર;
જંબુવતી સત્યભાંમ તદા; જણીઆ પુત્ર સુસાર–૨૪
એક સમિ તે જાઇઆ, પુત્ર રત્ન સુસાર;
જંબુકુમાર તે જાણીયે; જંબુવતીનું તાર–૨૫
સુભાંન સત્યભામાયિ જણ્યો, કુંમાર તે અતિ સરૂપ;
વાધિ નિજ અંગણુ સદા, પ્રીત કરિ તે ભૂપ–૨૬
એ કથા અહીયાં રહી, વલી કહું એક વાત;
તે સાંભલું તહે ભાવસું, શાસ્ત્રમાંહિ વિખ્યાત–૨૭
એક સંબુકુંમાર સ્યું, સુભાંન રમિ તે દ્યૂત;
કોડ સુવર્ણ ટંકા હારીઆ, સુભાંનિ વિખ્યાત–૨૮
હાસ્યુ[5] સત્યભામાયિ લહ્યું, શું કરિ બાપડી નાર;
વધા[6] મિ કૂ[7] કા[8] કરી, આપુ ત્યારિ અપાર–૨૯
સંબુકુંમારના કુર્કું કટસ્યું, પુરાવને જુદ્ધ ઉત્તંગ,
આપણું પુર્યું કટ જીત, સિ લાજે ધ્યંન સુચંગ–૩૦
લેઇ તેહાં આવીઉ, હોડ પાડી કોડ સુવર્ણ,
જુદ્ધ કરતાં હારીઉં, સુભાંનકુર કટ ત્રણ–૩૧
વલી કોડિ તે હારીઆ, સુભાંન જુવટા વે;
લાંબીવાર મહિમા ગયું, એહવા કીધા ખેલ–૩૨

૧ વિદ્યાનું. ૨ ભંડાર. ૩ તો. ૪ વધે. ૫ હસવું. ૬ વિદ્યા. ૭ કોણ. ૮ કયી.

સંબુકુંમારિ વાવર્યું, જીત્યું દ્રવ્ય બહુત;
જાચક જન સહુ પોખીઆ[1], વ્યાપી નગરેં કીરત[2]–૩૩
એહવા ખેલ ઘણા હવા, જીતું સંબુકુમાર;
પ્રદ્યુમ્ન પ્રતાપથી, સઘલે હોય જયકાર–૩૪
નારાયણ આગલે કહું, કેણિ કિ મૂઢ અજાંણ;
સંબુ પરનારી રાતડુ, જોબ્યંન ભરિ સુજાણ–૩૫
નારાયણ કહિ પ્રેમથી, તહ્મ રહો વાડી મંઝાર;
નગરમાંહિ પેસુ રખિ, તહાં અવાસ અપાર–૩૬
સંબુ કહિ મરજયાદા કરૂ, કંહીએ આવું ગાંમ;
ગોવંદ એણી પિરિં કહી, ત્યારિં આવજો અભિરાંમ–૩૭
સત્યભામા બોલિ લીએ, રમાડી જેણીવાર,
ત્યાં કો નઝરિં આવજ્યો, મ કરસ્યો એહ વિચાર–૩૮
પિતા વચન મસ્તકિ ધરી, ગયું તે ભાઇ પાસ;
પિતા કોપ સહુ ભાષીઉ, બોલિ વચન વિલાસ–૩૯
તહ્મે વનમાહિ સંચરૂં, લ્યૂ મુદ્રિકા એક સાર;
કન્યા રુપ ધરી કરી, રહિજયો એહ વિચાર–૪૦
એમ કરી વનમાહિ ગયો, થૈ કન્યા સરુપ;
સુભાનુ કુમાર વનિ, ખેલવા અચુંછિ સાથિં ભૂપ–૪૧
કન્યા દીઠી સુંદરી, પૂછિ તું કુણ એહ;
વલતી બોલિ વચન રસાલ, કથા હવી મુઝ જેહ–૪૨
હું વિદ્યાધરની બેટડી, મુઝ રુપ દેખી કોય;
વિદ્યાધર હરી લાવીઉ, અહાં મૂકી ગયો સોય–૪૩
નારિનિ તે આવતી, દેખીનિ આકાશ;
મૂકીનિ સાંહસું અઉં, મલીઉ નારી પાસ–૪૪

---

૧ પોષ્યા ૨ કીર્તિ.

હવિ હું આંહાં એકલી, કિહનું લીઉં આધાર;
પિતા કહિ તું મુજ સુણું, પ્રણુવેશ સુભાનુંકુંમાર-૪૫
અસુ સુણી ઘરિ લાવીઉં, કન્યાનિ આવાસ;
માતા પાસિ લેઇ ધરી, મનમાં અતિ ઉલ્લાસ-૪૬
વિહવાઅ તવ માંડીઉ; ગીત ગાંન ઉત્સાહ;
તલીઆં તોરણ બાંધીઆં, મનમાંહિ અતિ ઉછાહ-૪૭
ચ્યાર મંગલ તે વરતીઆં, બિઠાછિ તિહાં રાજાન;
કૃષ્ણરાય આદિ કરી, ગાય નારી ગાંન-૪૮
સત્યભાંમા ખોલિ[૧] બિસાડતી, કન્યા અતિ રત્ન;
ખેલાવિં હર્ષિં કરિ, રિજે આપનું સન-૪૯
ત્યાહાં પ્રદ્યુમ્ન બિઠું હતું, માગી મુદ્રિકા તામ;
પાછી લેઇ નિજ કરિ ધરી, જૂઉ પ્રદ્યુમનનાં કાંમ-૫૦
સંબુ-કુંમાર તેહજ થઉં, કન્યા ફીટી સાર;
લોક સહુ હાસું[૨] કરિ, પુરૂષ થયો તે વાર-૫૧
ભાંનુકુંમાર વિહવા સમિ, ત્યહાં થયો ફજેત;
વલી સુભાંન એહવું થઉં, પ્રણિ સઘલે હેત-૫૨
નારાયણ તે કહિ, સંબુકુમાર વચન;
પિતા વચન પાલ્યું અહમિ, સુકાવું તે વન-૫૩
સ્વાંમિ નારી સ્વ માહરી, માય સમ માંન;
કુણિ તુહનિ જૂઠું કહ્યું, માહરિ ધર્મસુ ધ્યાન-૫૪
એ કથા અહ્યાં રહી, વલી કહ્યું એક વિચાર;
નરનારી તે સાંભલું, બોલીશ એહ વિસ્તાર-૫૫
સત્યભામા વલખી થઇ, મુકલ્યું પીહરિ દૂત;
ત્યાંહાંથી કન્યા અણાવીનિ, વિહવા કર્યું અદ્દભૂત-૫૬

---

૧ ખોળામાં. ૨ મશ્કરી.

સુભાંનુમાર પ્રણાવીઉ, વિદ્યાધર રાયની કન્ય;
વલી ભાંનુ પ્રણાવીયો, કન્યા અણાવી અન્ય–૫૭
રૂકિમણીનિ મન્ય ઉપન્યું. મોરા ભાઇ તણિ ઘરિ સાર;
કન્યા બિ રલીયામણી, જે રૂકિમણીઉ ઉદ્ધાર–૫૮
પ્રદ્યુમ્ન સંબુકુમારનિ, પ્રણાવું કન્યા સાર;
ઇમ ચિંતી દૂત મોકલ્યું, કરવા એહ વિચાર–૫૯
રૂકિમણીઇ કિહિ કન્યા, નહી દીઉ જાદવનિ ઘિર;
ડુંબ ભાંડનિ દીજીએ, પણ ન દીઉ બોલ્યું એ પિર–૬૦
અ ગિ શશુપાલ મારી કરી, લેઇ ગયું મુઝ બિહન્ય;
માહરૂં બોલ હેઠું પડયું, ભરૂઆડ જાતિ હીન–૬૧
દૂત પાછું વલી આવીઉ, કહ્યું સયલ વિચાર;
રૂકિમણી ચ્યંતા[1] કરિ, કામ કીજીએ દુઃખકાર–૬૨
ચ્યંતા લાહી તે માતા સહી; પ્રદ્યુમ્ન બોલિ તાંમ;
ચિંતા સહુ મુઝનિ કહિ, ઇમ બોલિ તે કાંમ–૬૩
તવ માતાઇ સહુ કહ્યું; તાહારૂં મામુ બોલિ ઇમ્મ;
ડુંબ ભાંડ સરખા કહ્યા, ચિંતા ઉપજિ તિમ્મ–૬૪
સુણી વાત વલતું કહિ, મ કરેશ ચિંતા એહ;
મન મનોરથ પૂરશું, દેખાડું એણી દેહ–૬૫
પ્રદ્યુમ્ન સંબુ મલી, વિચારી નિકલ્યા દોઇ;
કુંડનપુર તે ચાલીઆ, કામ સહુ એહના જોઇ–૬૬

અથ રાગ—કહલેરૂં.

તિહાંથી ચાલ્યા અતિ સુકૂમાલ, હાથિ વીણા ઝાલી;
એક તાલ વાઈ, ગીત સુગાઈ, ઢાલ કાઢિ સુહાલી રે–૧

૧ ચિંતા.

જુઉ રે ભાઇ એ દો ભાઇ, એહની મોટી ચતુરાઈ;
વીણાનાદ વિવિધ પરિવાઇ, રંજિ લોકનિ ગાઇ રે-૨
કુંડણપુરનિ ચહૂટિ[1] રહીનિ, માણિક ચુકમાં[2] બિસી;
જાદવના ગુણ ગાઈ તે મોટા, સાંભલિ લોક તે પાસિ રે-૩

વીર રસ શિશુપાલ તણિ સમિ, કીધું યાદવનિ રાજ;
શિશુપાલ માર્યું રૂકમણીઉં આણ્યું, જેહનિ નિત નિત
હુંઇ હિબાજ રે-૪

વાત સુણી રાજા તેડાવી, કાં આઉ યાદવના ગુણ;
વલતા કહિ ભલિ અહ્મે ગાઉં, તે છિ અતિહ સુજાણ રે-૫

ક્રોધ ધરીનિ મારવા કાઢયા, ત્યારિ કટિક કર્યું અસંખ્ય;
વિધાબલિ ઝગડું કરી મોટું, માર્યો તેહના લક્ષ[3] રે-૬
કટિક સહુ નાઠું રૂકમણ કેરૂં, રૂકમણ બંદિ કરીઉ;
કન્યા દોઇ નગરમાંહિ પિસી, લેઇ આણંદ ધરીઉ રે-૭

કન્યા લેઇ રૂકિમણીઉ બાંધી, આવ્યા દ્વારાવતી ગામ રે;
ઘિર ઘિરિ ઉછવ હુઈ બહુલા, ધિન ધિન એહ કુલ ઠામ રે-૮

માતા આગલિ બાંધી મૂક્યું, રૂકમણીઉ ત્યારિ સાર;
બિહિન માટિ ભાઇ મુકાવ્યું, પ્રદ્યુમ્નનું સુવિસ્તાર રે-૯
પુત્રીનિ પરણાવી બહિનિ, એક પ્રદ્યુમ્ન ગંભીર;
સંબુકુંમાર બીજી દીધી, પુણ્યિ જય જય-કાર રે-૧૦

રૂકિમણુઉ નિજ મંદિર પહુતું, માન મહત્વ તે પાંમી;
નવિ અવતારિ તે આવ્યું, જપતું જિનવર સ્વામી રે-૧૧

પ્રદ્યુમ્નનિ પુત્ર હવું શુભ, અનિરૂધ બલવંત;
રતિ રાંણીઇ જાઉ સુંદર, પુણ્યવંત માહંત રે-૧૨

---

૧ બજારમાં. ૨ ચોક. ૩ લાખ.

જરાસંઘ જીત્યા પછી સુંદર, પ્રદ્યુમ્ન હવું ઉદાર;
કો એક ગ્રંથમાંહિ ઇમ બોલ્યું; કો એક ગ્રંથિ પિહિલું
અવતાર રે-૧૩
જરાસંઘના યુધમાં એણિ, રાખ્યું યાદવનું નામ;
ઘણા ગ્રંથમાંહિ છિ એહવું, કેતાં કહું હું ઠામ રે-૧૪
પુણ્યિ સઘલિ જય જયકાર, પુણ્યિ નવ નિધાન;
પુણ્યિ સ્વર્ગ-સંપદા લહીઇ, પુણ્યિં સઘલિ માન રે-૧૫

## અથ રાગ—મારૂણી.

છ રતિનાં[1] સુખ ભોગવિ, ધર્મિં રૂડા ભ્રાત;
જૂઉ રે પ્રદ્યુમ્ન તણાં સુખ એહવાં ....................
મન મોહન માંન નિરંજન, પામું સુખ જમ તેહવાં રે-૧
ધર્મિં બલ હુઇ બહુલી, ધરમિ માન મહત્ત રે
ધર્મિં રોગ ન ઉપજિ શરીરિ, ધરમિ સહુ સેવંત રે-૨
ધરમિ લહીઇ અરથ ભંડાર, ધરમિ હસ્તી ઘોડા સાર રે;
ધરમિ રથ પાલખી સુખાસન, ધરમિ છત્ર ચમર ઉદાર રે-૩
ધરમિ મંદિર માલીઆં મોટાં, ધરમિ સુંદર નારી રે;
ધરમિ પુત્ર તે પોઢા માંનુ, ધરમિ મિત્ર મનુહાર રે-૪
ધરમિ સૌખ્ય સઘલા થાઇ, ધરમિ વિદ્યા ચારૂ[2] રે;
ધન કણ માણિક હીરા મોતી, ધરમિ મોક્ષ અવતાર રે-૫
ધરમિ તીર્થંકરપદ પાંમિ, ધરમિ ચક્રિ અવતાર રે;
ધરમિ નારાયણ પ્રતિ વાસુદેવ, ધરમિ બલભદ્ર સાર રે-૬
ધરમિ કામદેવ અવતરીઉ, ધરમિ સંસાર તરીઇ રે;
ધરમિ ઇન્દ્ર નરેંદ્રપદ પામિ, ધરમિ લક્ષ્મી વરીઇ રે-૭

૧ રતુનાં. ૨ શોભે.

પાપિ હુઇ કુલ તે હીન, દાલિદ્ર હુઇ અપાર રે;
માતા પિતા મરી જાયિ તતક્ષણ, પાપિ સહુ અસાર રે—૮
પાપિ અંગરોગ ન છાંડિ, પાપિ અંધ શરીર રે;
અંગહીન તે પાપિ થાઇ, પાપિ બુહિ જૂર રે—૯
પાપિ ટૂટા પાંગલા થાઈ, બિહિરા મુંગા ગુંગા રે;
બિહિરા બુઢા બુચા બોખડા, પાપિ ખંજા ખુંધા કુબડા રે—૧૦
પાપિ સજનનું વિયોગ, પાપિ અછતાં આલ રે;
પાપિ પેટ પુરૂ ન ભરાઈ, પાપિ ભૂડુ કાલ રે—૧૧
પાપિ કુરૂપી ઘિરિ નારી, પુત્ર અવનીક તે દીસિ રે;
પાપિ દુર્જનનું સંયોગ, ઈમ જાંણી પાપ ન હોસિ[1] રે—૧૨
અરિહંત દેવ નિગ્રંથ ગુરૂ સેવા, દશ લાક્ષણિક ધર્મ રે;
કરયો મન વચન કાયાસુ, યંમ ટલિ પાપનાં કર્મ રે—૧૩
એ પ્રદ્યુમ્ન ધર્મતણિ ફલિ, વિકટ સંકટ સવિ ચૂરી રે;
શ્રીભૂષણ કવિતા ઇમ બોલિ, શ્રી જિનધર્મ જયકારી રે—૧૪

## અથ રાગ—મધુ માધવી કેદારૂ.

હવિ વસંત સમિ[2] તવ રૂવડું, આવ્યું જન મન રંગ;
આહે વન વનસ્પતી સંવી મુહુરીરે, વાજિ તાલ મૃદંગ—૧
આહે કેસૂક ફૂલ્યા વનિ વનિ, અંબા મંજરી દીશંત;
કોકિલ કરિ ટહૂકડા, હંસ સારસ બોલંત—૨
આહે તિહાં પ્રદ્યુમ્ન ખિલિ[3] રે, ગેલિ[4] સ્રી જન સાથ;
આહે નીર ભરી ખંડોખલી; માંહિ યાદવનું નાથ—૩
આહે ચૂએ ચંદન વાસિ રે, ફૂલતણું રંગ રોલ;
ઝીલી જલમાંહિ તદા, રાગ સરાગના બોલ—૪

---

૧ ન કરો. ૨ સમય. ૩ ખેલે. ૪ ગેલ કરે.

આહે છાંટિ માંહોમાંહિ ઓયનિ, ઓય તે સાથસુ આલ;
ચૂઆ ચંદન ભરી છાંટતી, બોલતી પ્રેમના બોલ-૫
આહે અબીર ગુલાલ રોલિએ, ઘોલિએ કેસર રંગ;
પુષ્પદડે કરી દોડતી, મોડતી સઘલા રે અંગ-૬
આહે હાવભાવ પ્રીઉસુ કરિ, અંગ દેખાડિ રે આપ;
સણુગટડું પાછું કરી, કાંતનિ સતાડી વ્યાપ-૭
આહે અહાં નથી નાથ તે કિહાં, ગઉ હાસુ કરિ સહુ બાલ;
આકલું થઉ નાશી ગઉ, ઇમ બોલિ ટુલના બોલ-૮
હીંચકડિ હીંચિ સહુ, હીંચકિ હીરની દોર;
સોવન મિછિ પાટલી, ઘુમણી નાખી તે જોર-૯
આકાશ સાથિ જૈ મલિ, બૂંબ પાડિ એક નાર;
અહિ પડી પડી નાથ કહિ, ઉતાર્યું જીવ આધાર-૧૦
વાયુ કરી વસ્ત્ર ઉડિરે, લાજિ જેહનિ અંગ;
નાથ તહ્મે વેગલા રહુ, સું સુંકુ અહ્માર્રું સંગ-૧૧
મૃદંગ વાય તે નાહલુ, ગાઇ નારી ભાસ;
આહે કંઠ બાહુડી ધરી કરી, નાચિ મન ઉલાસ-૧૨
ઝમ ઝમ ઝલરી વાઇએ, વીણા તાલ કંસાલ;
સ્ત્રી સઘલી વજાવતી, ગાઇ ગીત રસાલ-૧૩
આહે જાઇ જૂઈ ચંપક ઘણા, વાલુ વેલિ સુગંધ;
મોગરૂ મરૂઉ મહમહિ, કેતકી કમલનું બંધ-૧૪
આહે પુષ્પહાર તે ગુંથીનિ, ઘાલિ ઓયનિ કંઠ;
પુષ્પ-શેઘ્યાનિ[1] પાથરી, શયન કરિ ઉપકંઠ-૧૫
આહે પગતલા ઉલાંસિ નારી રે, વીજણિ નાંખિ વાય;
શૃંગાર તે સોહામણા, દીસે સ્ત્રી પતિ કાય-૧૬

---

૧ પથારીને.

ધ્રુલીઅ ચોલી અબોલી; અકેસૂઅ માંહિ સાર;
પહિરંણુ પીત પતુલીઅ, ઉરવર[1] નવસર હાર-૧૭
આહે પાએ નેઉર રણઝણિ, કાંનિ કુંડલ ઝલકાર,
આંખિ કજ્જલ રેખડી, પુષ્પ સુગંધ અપાર-૧૮
આલિંગન તે અનુસરિ, નારીનિ રૂપ ચંગ;
પીન પયોધર આશ્રયિ, કરતુ નવ નવ રંગ-૧૯
આહે વસંત-ક્રીડા ઇમ કરિ, આવિ નિજ આવાસ;
દ્વારિકાંજન સહુ નિરખિ એ, જોઇઇ નયણુ વિકાસ-૨૦
એ પુણ્યતણિ પસાઉલિ[2], રમ્યું એ વસંત;
વિદ્યાભૂષણ સુરિ પ્રણમીનિ, શ્રીભૂષણ કહંત-૨૧

## અથ—દુહા (દોહરા)

અથ[3] ભવીયણ તહ્મે સાંભલું, કહું એક વૃત્તાંત;
નેમનાથ સ્વામીતણું, બોલું એહ અવદાત-૧
થોડા માંહિ જાણ્યો, એ કથા પ્રસિદ્ધ;
તેહનું વિસ્તાર નવી કહું, એ જાણિ ચહુ સૂધ[4]-૨
સંક્ષેપ માત્ર માંહિ ભલું, જાણ્યો કથા પ્રસંગ;
સુણ્યો તહ્મે ભાવ કરી, યમ હુઇ પુણ્ય ઉત્તંગ-૩

## અથ રાગ—વસંત.

એક[5] નેમ સભામાંહિ પહુત્તા, બિઠા રાણા રાણું;
નેમનાથનું બલ રે વખાણું, કૃષ્ણ ચટકયા અયાણુ રે.
સહીએ ચાલુ રે ચાલુ, શ્રી નેમ વંદીજિ;
કોડિ ભવનાં પાતિક મોટાં, સેવ કરીનિ દહીજિરે-૧

૧ ગળામાં. ૨ મહિમાથી. ૩ હવે. ૪ બુદ્ધિવાન. ૫ એક સમયે.

તવ કૃષ્ણ ટચી[1] અંગુલીઇ, તોલિ શ્રી જિનદેવ;
માન ઉતાર્યું કૃષ્ણ કેરૂ, જેહનિ ઇંદ્ર કરિ સવિ સેવરે—૨
કુણિ ખંડોખલી માંહિ ઘાલી, પરણેવું મનાવું;
આયુધશાલા આયુધ સઘલા, શરમી શંખ વજાવિ રે—૩
ઉગ્રસેન રાજાની બેટી, રાજીમતી ગુણવંત;
વિવાહ મેલ્યું તેહ કપટસુ, રાજ્ય લોભિ મહાંત રે—૪
પશુવાડ તે જીવના દેખી, પાછું વલીઉ જિણંદ;
જીવરાસ વનમાંહિં મુકાવી, ગઉ જિન સહસાવન્ન રે—૫
ચારિત્ર લીધું સહસાવનિ, તપ કરી અઘોર;
છપનમિ[2] દિન કેવલ પામ્યા, હણી ઘાતકર્મ અપાર રે—૬
કેવલજ્ઞાનની પૂજા કરવા, આવ્યા સહુ દેવરાજ;
સમોસરણ તે ધનદિ રચીઉ, પુણ્યતણિ કાજ રે—૭
કૃષ્ણરાયનિ વધામણીઉ, આવ્યું દ્વારાવતી ઠામ;
નારાયણ તવ વંદણ ચાલ્યા, આવ્યા સમોવસરણિ તામ રે—૮
રાજીમતી તવ સાથિ આવી, લીધી દીક્ષા સાર;
નેમનાથ વ્યાખ્યાન કરિ તે, સાંભલિ સહૂ નર નાર રે—૯
યાદવ સહુ જિનવરનિ વાંદી, ગયું નિજ પુર વાસ;
નેમનાથ પલ્લવ દેશ પહુતા, પુરી ભવ્યની આશ રે—૧૦
પુનરપિ શ્રીગિરનાર આવ્યા; સમવસરણ સોહંત;
ઇન્દ્ર આદેશથી ધનદિ રચીઉ, સુર નર દેવ મોહંત રે—૧૧

અથ રાગ—કલાલિર.

સમોસરણ દીશિ અતિ સુંદર, સુર નરનાં મન મોહિ;
પાંચ સહસ્ર ધનુષ તે ઉંચું, ભૂમિ થકી તે સોહિ રે—૧

૧ ટચલી. ૨ છપ્પનમાં.

સહી માહારી હમચડી હેલિ રે, કરિજે જિન મંદિર ગેલિ;
રાસ મહોછવ રમંતડા રે, હુઇડુ હોઇ હેલિ રે-૨
વીસ સહસ પગથારીઆં રે, ઇંદ્ર નીલ મણિ જડીઆં;
નરનારીનિ ઉપર ચઢવા, ચુહુ દિશિ તે કરીયાં રે-૩
રત્નમિ ચૂર પંચ પ્રકારિ, તેહનું ધૂલી ગઢ;
તેજ પાસિ દિનકરનિ જીપિ; તિહાં કોડિ સૂરજ દિગ્મૂઢ રે-૪
પંચવિધ માણિકમિ જડીઉ, કોસીસાં ઉત્તંગ રે;
પ્રથમ ભૂમિ ઉપરિ તે રચીઇ, તિહાં હુઇ વાસા વિધરંગ રે-૫
ચ્યાર પોલિ ચ્યાર દિશિ મંડી, માન સ્થંભ સુરંગ;
એકેકું પોલનિ દ્વારિ, રત્ન સુવર્ણ ચંગ રે-૬
માનસ્થંભિ પ્રતિમા મોટી; મણિમય તિહાં ઉદાર;
ગીત ગાન વાજિત્ર વાજિ, પૂજા હુઇ ભવતાર રે-૭
વાવિ સરોવર કમલ વખાણું, તિહાં જિન પ્રતિમા ચંગ;
નિર્મલ નીર કરી તે પૂરી, ખાતિકા[1] દીશિ ચમ ગંગ રે-૮
જાતી માલતી કેતકી કુંદ, ચંપક વાલુ વેલ;
વાડી મોગર મહમહિ રે, વસંત સેવંત્રી મેલ રે-૯
કનક ઘટિ તરતમિ જડીઉં, બીજું ગઢ વખાણું;
ચ્યાર પોલિ ચ્યાર દિશિ મંડિત, કોસીસિ કરી મન આંણું રે-૧૦
ત્ર ચમર તોરણ રત્નનાં, કનક ધૂપ ઘટ ધરીઇ;
વનિધાન ચ્યારિ પોલિએ, નાટચશાલા તિહાં કરી રે-૧૧
દેવિનિ કર આણંદિ ખેલિ, નાચિ નાચ મૃદંગ;
વત્ત તબલી વીણા વાજિ, ભગતિ કરી મનરંગ રે-૧૨
નાનાવિધ સંપદ તિહાં સારી, પોલિ ગોમટ હોઇ;
ણિ પાસાં તે, સઘલી પોલિ, બીજિ ગઢ ઇમ જોઇ રે-૧૩

---

૧ ખાઇ. ૨ મધમધે.

ચ્યુહિ[1] દિશિ ચ્યારિ વન મોહન, અશોક-વન અભિરામ;
સપ્તછદ વન ચંપકનાં વન, આમ્ર વનનાં ઠામ રે-૧૪
તિહાં વાપી સરોવર સારા, ક્રીડા ગિરિ મનુહારા;
મંડપ મોટા આકાશિ મલીઆ, તિહાં રંગ હુઇ અપાર રે-૧૫
ચૈત્યવૃક્ષ ચ્યારે તે વનમાં, તે હેઠલિ જિનબિંબ;
સિંહાસન ગઢપોલિ વિરાજિત, ધજા લહિકિ[2] તિહાં લંબ રે-૧૬
છત્ર ચમર મંગલ તિહાં આઠ, પૂજિ ઈંદ્ર નરેંદ્ર,
વાજિત્ર નાટિક દેવતણા, બિઠાં તિહાં જિણંદ રે-૧૭
ચ્યાર ચૈત્યે વૃક્ષ કહીઇં, જાંબુજિ વરલા કોઈ;
જિન પ્રતિમા મંડિત તે મોટિ, ચૈત્ય વૃક્ષ કહીઇ સોઇરે-૧૮
તે પાસિ વેદી અતિ મોહન, સોહંન રત્ન સુવર્ણ;
ચ્યાર ગોપર કરી તે દિશિ, તિહાં જિનગુણ હુઇ કર્ણ રે-૧૯
રત્ન જડિત તોરણુ તિહાં જડીઆં, તિહાં વાજિ તાલ કંસાલ;
ધ્વજમાલ મંડિત લહલહતી, ઇમ જાણી બાલ ગોપાલ રે-૨૦
વલી ત્રીજું રૂપાનું ગઢ છિ, ચ્યાર પોલિ વિકશંતિ;
રત્ન જડિત કોસિસાં સઘાલ, ફરતી ધજ વિલસંતિ રે-૨૧
તિહાં પણુ ચ્યાર આરામ ચ્યાર દિસિ, અશોક સપ્ત છદ
કહીઇં;
ચંપક આમ્ર તિહાં વલિ ફલીઆ, વલી ચૈત્ય વૃક્ષ અહિ લહીઇ-૨૧
કલ્પવૃક્ષ ઘણા કહ્યાં તિહાં, વલી વેદી વિશાલ;
ગઢ ગોપુર તે ચ્યાર પ્રકારિ, તિહાં પ્રતિમા તોરણ ગુણ-
માલ રે-૨૩
મંગલ દ્રવ્ય આઠ સિંહાસન, છત્ર ચામર ધ્વજ શ્રેણિ;
ગીત નૃત્ય નાનાવિધ મંડિત, રચના બોલી એણી રે-૨૪

૧ ચારે. ૨ ફરકે.

વલી ક્ષોદ્ર પર્વત પ્રાસાદે, મંડિત હરમ્યા ચઓલી ઉત્તંગ,
વિદ્યાધર નરનારી રમતાં, ફરતાં મનના રંગ રે–૨૫

સ્ફાટિક મણિનું ગઢ તે ચુથું,[1] ચ્યાર તે પોલિ પગાર;
પદ્મરાગ મણિ કરિ મોટું, કોસીસિ ઝલકાર રે–૨૬

તિહાં સોલ કોટડી ફરતી દીસે, માંહિ બાર સભા વિસ્તાર રે;
એકેકિ ખુણિ તે ત્રણિ ત્રણ, ઇમ મંડપ બાર વિચાર રે–૨૭

વચમાં શ્રી મંડપ તે વેદી, ગંધકુટી ઉત્તંગ રે;
અશોક ભામંડલ કરી સોહિ, તિહાં બિઠા જિનવર ઉત્તંગ રે–૨૮

ત્રણ સિંહાસન છત્ર તે ત્રણ્ય, વાજિત્ર સાઢી બાર કોડિ;
પુષ્પવૃષ્ટિ દિવ્ય ધ્વનિ ચામર, દેવ રહિ કર જોડિ રે–૨૯

મરકત મણિનું અશોક વૃક્ષ, વજ્રમૂલ અતિ બંધ;
પદ્મરાગ મણિ પુલ સુગંધ, એહવું વૃક્ષ તે સુધ રે–૩૦

છત્ર ત્રણિ તે રતિન જડીઆં, ચમર દંડ તિમ જડીઆં;
એકિ વારિ સાઢી બાર કોડિ વાજિ, ઇમ ઉછવ ભાવ
જડીઆ રે–૩૧

એક યોજન દિવ્ય ધ્વનિ ચાલિ, ચુત્રીસ અતિશય દિવ્ય;
દશ અતિશય ગર્ભથી આવિ, દશ કેવલ કરી ભવ્ય રે–૩૨

ચૌદ દેવકૃત અતિશય એહવા, અનંત ચતુષ્ટય ચ્યાર;
એહવું જિન સમવસરણ તે, મિ કહ્યું થોડું વિચાર રે–૩૩

શ્રી નેમિજિન ગિરનાર આવ્યા, સમોસરણ ઉત્તંગ રે;
"વિદ્યાભૂષણ" સૂરિ પ્રણમીની, કહિ શ્રીભૂષણ
મનરંગ રે–૩૪

૧ ચોથું.

## અથ રાગ—ભૈરવ.

શ્રીજિનવરનું મહિમા જોય, અંધા નયણુ[1] કમલ સમ હોય;
પંગા પાયતે બિહિરાં કર્ણ, જે જિનવર આવિ અભ્યર્ણ-૧
છ રતિનાં[2] આવિ ફૂલફુલ, વૈરભાવ છાંડિ આમૂલ;
જિન આવ્યા જાણી વનપાલ, કૃષ્ણરાયનિ કહિ ગુણમાલ-૨
પંચાંગ પ્રસાદ આપી તસ ઘણું, કૃષ્ણ વંદણ જોઈ સોમાણું;
દીઠુ જિનવર જગદાધાર, પૂજિ પ્રણમિ સુકૃત-ભંડાર-૩
પજિ નિ તે સ્તવન કરિ, ગુણ બોલીનિ સુકૃત ભરિ;
જય જય જિનવર પરમાનંદ, પુણ્ય તરૂનું તું છિ કંદ-૪
તુ દીઠિ સુખ નીપજિ, સુર આવિ તુજ પદપંકજિ;
તું જયવંતુ જગ આધાર, તાહારૂં નામ ત્રિભુવનમાં સાર-૫
તુજ નાંમિ પાતિક સહુ ટલિ, તુજ નામિ સવિ સંપતિ મલિ;
તુજ નામિ કર્મ કરિ દૂર, તુજ નામિ જ્ઞાન ભરપૂર-૬
નયણિ મોરિ તું મિ દીઠ, તું બોલિ તે વચન મીઠ;
દેવ દેવનુ તું છિ દેવ, ઇન્દ્ર રાજેન્દ્ર કરિ તુજ સેવ-૭
.. ..... બલભદ્ર વલી, વસુદેવ પ્રદ્યુમ્ન સંબુ સહુ મલી;
છપન કોડી યાદવ આવંતિ, નેમનાથના ગુણ ગાવંતિ-૮
કૃષ્ણરાયની રાંણી સહુ, વલી રાંણી મલીછિ બહુ;
રાજીમતિના પ્રણમી પાય, સતી શિરોમણિ જે કહેવાય-૯
વંદિ બિઠા તે કોષ્ટક[3] સાર, વાખ્યાન સાંભલિ તે ભવસાર;
દિવ્ય ધ્વનિ બોલિ જિનનાથ, પુણ્ય પદારથ આપિ સાથ-૧૦
ધર્માધર્મ વિચારી કરી, જોયો ભવીયણ મનમાં ધરી;
તેહના ભેદ કિહિછિ ઘણા, તે બોલું હું સોહામણા-૧૧
સાત તત્વનિ કહિ જિનનાથ; પદારથ નવ બોલ્યા સાથ;
ષટ્ દ્રવ્ય નિ પંચાસ્તિકાય, તે અરથ બોલિ જિનરાય-૧૨

૧ આંખ. ૨ રતુનાં. ૩ મનુષ્ય કોઠામાં.

ગુણઠાણું[1] તે ચોદ પ્રકાર, સાર્ગણાના કહ્યા વિચાર;
ગતિ અદ્રિનિ કાયા કહી, યોગ વેદ કહ્યા તે સહી-૧૩
જ્ઞાન સંયમ દર્શન લેશ, અભવ્ય ભવના[2] કહ્યા ઉપદેશ;
સમ્યક્ત્વ સંજ્ઞી અસંજ્ઞી ભેદ, સાંભલિ ભવિયણ મૂકી ખેદ-૧૪
ગુણઠાણાના જીવ-સમાસ, પર્યાપ્ત દશ પ્રાણ ઉલ્હાસ;
સંજ્ઞા ચ્યાર નિ ઉપયોગ બાર, એહના સ્વામી કહિ વિચાર-૧૫
ધ્યાન ચ્યાર ભેદિ લહુ, સત્તાવન આસ્રવનિ કહુ,
ચુરાસી[3] લક્ષ જીવાયોનિ, કુલ કોડિ વિચારી જોનિ-૧૬
ચુવીસ સ્થાનક એ ચૌદ ગુણઠાણુ, આપાપણિ[4] ગમિ કરિ
વખાણુ;
તેર ભેદ ચારિત્રના સાર, જેણિ લહીઇ સુગતિ દુઆર-૧૭
શ્રાવકની ત્રિપન ક્રિયા ચંગ, તેહના ભેદ કહ્યા ઉત્તંગ;
અષ્ટ પ્રકાર મૂલગુણ સાર, બારવ્રતના ભાખ્યા વિસ્તાર-૧૮
તપના બાર ભેદ છિ હેવ, અગીઆર પ્રતિમા ભાષિ દેવ;
સમતા-ભાવ સામાયક કહુ, દાન ચ્યાર પ્રકાર તે લહું-૧૯
અણુથમી નિ દર્શન જ્ઞાન, ચારિત્ર ઉપરિ રાખયો ધ્યાન;
ષટ્ કર્મ શ્રાવકનાં કરૂં, યમ સ્વર્ગદ્વારિ અવતરૂ-૨૦
એહવું વાખ્યાન શ્રીનેમ કરિ; ભવીયણ જિન સહુઇ સંભલિ;
વિદ્યાભૂષણ સૂરિસુ પસાય, શ્રીભૂષણ કહિ સૂરિરાય-૨૧

## અથ-દૂહા.

વાખ્યાન હવાં પછી, બલભદ્રિ તેણીવાર,
કહુ સ્વામી એ દ્વારિકા, કાલકેતુ નિરધાર-૧
સ્વામી તે બોલ્યા ઇસ્યુ, બાર વરસ ઉદ્યોત;
મદ્યપાનથી ક્ષય હસિ, દ્વીપાયન ક્રોધ સુચિત્ત-૨

---

૧ ગુણસ્થાનો. ૨ ભવ્યના. ૩ ચોર્યાસી. ૪ પોતપોતે.

જરંત-કુંમારનિ હસ્તિકરી, કૃષ્ણરાયનું મરણ;
ચરણ પદ્મ દેખી કરી, બાંણ મુકસિ કો નહિ શરણ-૩
દ્વીપાયણ સુણી કરી, લેઇ ચારિત્ર અપાર;
પરદેશિ વ્યાહાર[1] કરૂં, કરી સંસાર ધિક્કાર-૪
જરતકુંમાર આજ્ઞા લેઇ, ગયું પરદેશિ દૂર;
મદ્ય પરવતમાં નાખીઆ, પણ કર્મતણા છિ જૂર-૫
યાદવ સહુ વ્યગ્ર[2] થયા, રહિ દ્વારાવતી ઠામ;
દ્રવ્ય પુણ્ય-કરી વ્યય કરિ, કો જાપ જિનવર નામ-૬
કુણિ શ્રાવક વ્રત ધર્યાં, કુંણિ શીલવ્રત સાર;
કુણિ ચારિત્ર લીઆં, તરવા એ સંસાર-૭
પ્રદ્યુમ્ન ઇમ ચિંતવિ, લેઉ સંયમ ભાર;
જિન વચન હોસિ ખરાં, પછિ કિમ તરીય સંસાર-૮

અથ રાગ—કેદાર ગુડી.

એ સંસાર સુણુ મેરે ભાઇ. કો કિહિનું નુહિ સખાઇ[3];
નદીપૂર સરખું યોવન, અભ્રછાયા[4] રે સરખું છિ ધિન-૧
જલ બુદબુદ સમાન તે આય[5]; સપન સમાન સજન કહિવાય;
કો કિહિનિ રે નાવિ સાથિ, કો કિહિનિ રે ન વલગિ હાથિ-૨
કો કિહિનું રાખ્યું નવિ જાય, કિહિનું પિતા કિહિની માય;
પુત્ર કલત્ર[6] કો સાથિ ન આવિ, ધન કણ કંચન સાથિ ન આવિ-૩
ખત્રઅખત્ર[7] કરીઅ ધન મેલી, અંતકાલિ જાવું તે મેહેલી;
કહિનિ ભીત કરાવું તાટી, કહિ રે પડિ રે ન જાણુ માટી-૪

૧ વિહાર. ૨ વ્યાકુળ. ૩ સગું. ૪ વાદળ. ૫ આયુષ. ૬ સ્ત્રી. ૭ કુડ કપટ.

હસ્તી ઘોડા મંદિર આવાસ, અંતકાલ જાવું નિરાશ;
એ સ્ત્રી રે માયા તણી ખાંણી, દુઃખ દેઉ જાસિ જાણુ
નિર્વાણિ—૫
કાયા રે કૂડી છિ જાણું, પાલી પોષી ન રહિ રે વખાણું;
કો આજકાલિ સહુ કો જાસિ, યમતણિ સહુ પડસિ ફાંસિ—૬
ઘણા ઘણેરા આગિ થયા, કો પૃથ્વીમાંહિ નવી રહ્યા;
તીર્થંકર ચક્રી સહુ પરલોક, તુ કિહિનું[૧] હવિ કીજિ શોક—૭
કૃષ્ણરાયનિ આજ્ઞા માગ, વારંવાર તે ચરણે લાગિ;
સંયમની આજ્ઞા દીઉ માત, એ સંસારની કુડી વાત—૮
ઇસુ સુણી બોલિ કૃષ્ણરાંજ, પુત્ર મ બોલું અહ્મ સરિ
કિમ કાજ;
મૂર્છા ખાઇ સિંહાસનથી પડીઉ, વિલાપ કરીનિ બહુપરિ
રડીઉં—૯

### અથ રાગ—રામગિરિ.

પુત્ર મ બોલું એહવી વાત, મુઝ ન સુહાઇ ઇમ્મ
તુજ વિરહી ક્ષિણ માત્ર ન રહીઇ, તુજ વિણ કરૂં કિમ્મ—૧
વાલંભજી[૩] એહવી ન કીજિ વાત, પુત્ર વિના મંદિર
સહુ સુનું;
તુ કિમ રહિ તોરી માત વાલંભજી, .........................—૨
આગિ તુજ વિરહિ દાધુ, હમણાં સુખના દીશ;
દુઃખ દેઇનિ જાઉ કણીપરિ[૪], તું યાદવકુલ અંશ—૩
તુજ બલિકરી વૈરી જીત્યા, તિ દીપાવ્યું મુજ વંશ;
તુજથી નિશ્ચિંતપણિ છું, તું યાદવકુલ અવતંસ—૪

૧ કોનો. ૨ પ્રદ્યુમ્નકુમાર. ૩ પ્રિય પુત્ર. ૪ કયાં. ૫ મુગટરૂપે.

તુજ વિણ રાજ્ય ભુંડુ ભાવિ, નવિ ગમિ વસ્ત્ર શ્રૃંગાર;
તુજ વિણ અન્ન ઉદક સવિ મૂકી, ઈમ પુરૂ કરૂં અવતાર–૫
શ્રી-નેમનાથ કહ્યું રે વિચાર, તેથી વૈરાગ્ય આવ્યું;
ઘણા આગ્રહથી રે તે આજ્ઞા લીધી, અતિહિ સોહાવ્યું–૬
રતિરાણી પ્રમુખ તે નારી, સાંભલિ નિ દુઃખ આણિ;
નાથનિ વિનવી તે કર જોડી, તું જીવન અમ્હ પ્રાણ–૭

અથ રાગ—વિરાડી.

કાંતિ[1] પ્રતિ તવ બોલિ વાણી, કાંત ન કીજિ એહવું;
તુજ વિણ એક ઘડી નવિ યાવિ[2], તુ જીવિતવ્ય હુઈ કહેવું–૧
પ્રીઉ પ્રીઉ કરતી જીભ અમ્હ સૂકે, અનુદિન તું મનમાંહિ;
યમ જલજીવ જલવિન નવી જીવી, સુખ નવિ હુઈ તિહાં–૨
કો મૂર્છા મહીમંડલ પડતી, કો ત્રોડિ નવસર હાર;
અંગ ચૂરી કડકા કરતી, નયણ ઝરિ નીરધાર–૩
રે કરતાર તિ સ્યું કીધું, માણસ કીધું વિયોગ;
સાથિ વિયોગ સાથિ મરણા, સાથિ ભોગવતી ભોગ–૪
છેહ નવિ દીજિ સ્વામિ અબલાનિ, હવિ અમ્હારી શી પિર;
કરવત ધાર ભલી અમ્હ લાગિ, લિ ન દીઉ અમ્હનિ વિર–૫
એક આવિ નિ વલગિ હાથિ, એક વલગિછિ છેહડિ,
પ્રેમ ગિહિલી અબલા બોલિ, એક ઉભી રહી વલી કુઢિ–૬
તુ અમ્હ નયણનું કજ્જલ રે હો, તું શિરનું છિ ચંદ;
નવરંગ ઘાટડી તું છિ માહારિ, તું અમ્હ જીવનરેન્દ્ર–૭
નિ[illegible]મિ કરીનિ અધર[3] તે સુકિ, વિનવે વારોવારિ;
સમ[illegible]વિ તે વૈરાગ્ય વચનિ, પ્રદ્યુમ્ન કહિ તેણીવાર–૮

૧ પતિ ૨ જાય. ૩ હોઠ.

એ સંસાર અસાર છિ પ્રિયે, કો કિહિનું કો નથી;
સંયમ લેઇ આત્મકાજ કીજિ, કેટલું કહું તહ્મ કથી-૯
ચારિત્ર લેઉ સ્વામી પાસિ, કરૂ રાજીમતી સેવ;
જુ માયા હુઇ તુ સાથિ આવું, ગિરનારિ છિ જિનદેવ-૧૦
ઇસુ સુણી સઘલી નારી, વૈરાગ્ય પામી સાર,
કાંતિ[1] સાથિ અહ્મે ચારિત્ર લેસ્યું, ઇમ કરસ્યું ભવ નિસ્તાર-૧૧
ચારિત્ર લેવા નિશ્ચય મન કીધું, આજ્ઞા માંગિ સસરા પાસિ;
વિનય કરીનિ પ્રણમી બોલિ, આપી આજ્ઞા મન ઉલ્હાસિ-૧૨
પ્રદ્યુમ્ન માતાનિ વિનવિ, સીખ દીઉ મોરી માય;
સંયમ લેઇ આત્મકાજ કીજિ, વલી પ્રણમું તુજ પાય-૧૩

## અથ રાગ—ગુડી.

માતા સાંભલિ વાત, મૂર્છાઇ મહી[2] પડી એ;
આંસુઇએ અખંડી ધાર; જાણે કાઠની ઘડી એ-૧
ચેતના વાલી એ બોલિ તામ, માતા માયા નવિ કીજીઇએ;
માયાઇ હુઇ દુર્ગતિ-વાસ, ધર્મ કરી ફલ લીજીઇએ-૨
માતા એ તહ્મે સુજાણ, મનમાંહિ નશ્ચિ[3] કરૂએ;
અનિત્ય એ એહ સંસાર, મનમાં સમતા ભાવ ધરૂએ-૩
તહ્મ દીધલુ એ અવતાર, તહ્મ ઉસીકલ[4] કિમ હુઇઇએ;
તહ્મ ચરણ એ ધોઉ દિન રાતિ, તહ્મારા ગુણ કયમ કહીઇ-૪
શ્રીનેમજી બોલ્યા આજ, દ્વારિકાનું વિનાશ કહ્યું એ;
બાર વરસનું એ યાદવ આય, તે માટિ વૈરાગ્ય લહ્યું એ-૫
હવિ બોલિ એ રૂકિમણી માત, આ જો મંદિર સોહામણાં એ;
ઉદ્ધશ[5] એ તુજ વિણુ જાણિ, નવિ ગમિ મુજ અલ-
આમણાં એ-૬.

૧ પતિ. ૨ જમીન. ૩ નિશ્ચય. ૪ ઓશિયાળા. ૫ અવાવરાં.

આ જોરે સેહિ[1] સુરંગ, પુષ્પ સેહિ સોહાંમણી એ;
તુજ વિણુ એ પુઢસિ[2] કુંણ, તે લાગિ અલખામણી એ-૭
આ જો એરે ઉરડા[3] સાર, રત્ન માણિક હીરે જડયા એ;
એ માહારિ પુઢસિ કુણ, સુવર્ણું સ્થંભ માણિક જડયા એ-૮
આ જોએ રે આભરણુ[4] અપાર; રત્ન જડિત પેટી ભર્યા એ;
તુજ વિના એ પિહિરસિ કુણ, તુજ નિમિત્ત પુત્ર મિ
કર્યા એ-૯
આ જોએ રે પુત્ર સુરમ્ય, સિંહાસન છિ સુંદર એ;
બિસમસિ એ તુજ વિના કુણ, ચમર છત્ર કુણ ઉપરિ
ધરૂં એ-૧૦
આ જોએ રે તાહરા દાસ, અંગ ઉલગુ[5] વલખ્યા રહ્યા એ;
આ જોએ રે તાહરા મિત્ર, તે વડતે વડા દુઃખી લહ્યા એ-૧૧
આ જોએ રે આયુધશાલ[6], આયુધ હાથિ કુણ ધરિ એ;
આ જોએ રે વસ્ત્ર સુસાર, તુજ વિના અંગ કુણ ધરિ એ-૧૨
આ જોએ રે પાત્ર સુચંગ, કુણ આગલિ હવિ નાચસિ એ;
આ જોએ રે યાચક[7] તુજ, તુજ વિના કહિ જાચસિ એ-૧૩
આ જોએ રે સુંદર નારિ; તુજ વિના કુણ ભોગવિ એ;
આ જોએ રે હસ્તી[8] ઉત્તંગ, તુજ વિના કુણ ચોગવિ એ-૧૪
આ જોએ રે સોવન[9] થાલ, તુજ વિના ભોજન કુણ કરિ એ;
આ જોએ રે સુંદર તુજ પુત્ર, તુજ વિના કુણ બાંહિ
ધરિ એ-૧૫
વહુઅર[10] એ પાંચસિ આઠ, તુજ વિના ટલવલિ એ;
ધરતી એ દુઃખ અપાર, એહના દુઃખ તે કુણ ટલિ એ-૧૬

---

૧ પથારી. ૨ સુશે. ૩ ઓરડાઓ. ૪ ઘરેણાં. ૫ પાસે રહેનારા. ૬ શસ્ત્રભંડાર. ૭ ભિક્ષુક. ૮ હાથી, ૯ સોનાની. ૧૦ સ્ત્રીઓ.

આ જોએ રે તંબોલ સાર, તુજ વિના કુણુ આપસિ એ;
આ જોએ રે તોરડી[1] માત, પુત્ર કહી કિહિ બોલાવસિ એ-૧૭
માહરી એહૂ રત્ન, તુજ વિન થાસિ દોહલી એ;
હું છું રે પાપિણી નારી, કહો તુહિ સોહ્લી એ-૧૮
જાયઉ[2] રે પિહિલિ પુત્ર, ત્યારિ દંત્ય લેઇ ગઉ એ;
વિદ્યાએ લેઇ અસંખ્ય, પુણ્યિ જુ તું આવીઉ એ-૧૯
તાહારી એ વિદ્યા સાર, વિણ તોરી સેવા કુણ કરિ એ;
તાહારી એ રાજ્યની રૂધ્ધિ, તું કાં એહનિ પરહરિ[3] એ-૨૦
હે હે રે હૃદય નિઠોર, ફાટિ નહિ વજ્રતણું એ;
નયણે[4] એ નિર્ઝર ધાર, વારવાર તુજસ્યું ભણું[5] એ-૨૧
સમજાવીએ સહુ પરિવાર, માત પિતા આણંદ કરી એ;
સત્યભામા એ મોરી તું માત, ક્ષમતવ્ય હર્ષ ધરી એ-૨૨
અપરાધ એ મિ બહુ કીધ, તે સહુ સુજનિ ક્ષમા કરૂ એ;
નગરના એ લોક તેડેવ[6], ક્ષમતવ્ય કરિ હરષ ભર્યું એ-૨૩
નિકલ્યું એ હસ્તી ચઢેવિ, સચસ[7] શૃંગાર અંગિ કરી એ;
પિહિરાવિ આપણી માત, સ્ત્રી સઘલી પાસિ અનુસરી એ-૨૪
નગરમાં એ હાહાકાર, લોક સહુ આંસુ ભરિ એ;
વાજત્ર વાજિનિ નેહ, કૃષ્ણ બલભદ્ર સાથિ પરવરિ એ-૨૫
સોલ સેહસ એ કૃષ્ણની નારી, નેમનાથનિ વંદ્યા બહુ એ;
...................................., ....................................-૨૬
જિન વંદિ એ માગિ ચારિત્ર, પ્રદ્યુમ્ન તે ઉજ્જલું એ;
સંબુ એ કુંમાર માહંત, તે હનિ વારિ ગુણનિલું એ-૨૭

---

૧ તારી. ૨ જન્મ્યો. ૩ ત્યાગ કરે. ૪ આંખે. ૫ વિનવું. ૬ તેડાવીને. ૭ સઘળાં.

કૃષ્ણજી એ તાત માહંત, એકલું તે દુઃખ કરિ એ;
હમણાં એ રહું તહ્મે ઘિર, પછિ સંયમ લેયો વૈરાગ ભરિ એ-૨૮
હવિ જિનવર એ આગલ બિસોવ, શૃંગાર સહુ દૂરિ કરિ એ;
મસ્તક એ લોચ કરેવિ, પરિગ્રહ સહુ ભમિ[1] ધરિ એ-૨૯
ચારિત્ર એ તેર પ્રકાર, નેમનાથ આગલિ લીઆં એ;
મનમાં એ ધરી વિરાગ, વાજિંત્ર સઘલાં વાજીયાં એ-૩૦
ભાનુ એ સુભાનું કુંમાર, તે પણ ચારિત્ર ઉચરિ એ;
સત્યભામા એ રૂક્મિણી સાર, આઠ રાંણી સંયમ ધરિ એ-૩૧
કામતણી એ રાતરાંણી આદિ, પાંચસિં આઠ જે સુંદરી એ;
સંયમ એ લેઇ ચંગ, રાજીમતીની સેવા કરી એ-૩૨
એ આદિ રે જીવ તે ભવ્ય, રાયરાણે દીક્ષા લીઈએ,
રાણી એ રાયતણી સાર, દીક્ષા લેઇ હરખિ વલી એ-૩૩
કૃષ્ણતણી એ રાણી આઠ, જે પટરાણી કહાવતી એ;
વલી રે અનેરી બહુત, કૃષ્ણનિ મન ભાવતી એ-૩૪
બલભદ્રની એ નારી સુચંગ, ભાનુ સુભાનુની સુહજલી એ;
બીજા એ રાયની નારી, ચારિત્ર લીજિ અતિભલી એ-૩૫
ત્યારિ કૃષ્ણ રે બોલિ ઈમ, મન માનિ તે ચારિત્ર ગ્રહુ એ;
હું વારતું એ નથી કોય, દ્વારિકા વિનાશ સ્વામી કહ્યું એ-૩૬
ઉછવ એ કરી અપાર, ચારિત્ર મહોત્સવ કૃષ્ણિ કરૂ[2]એ;
આવ્યું એ નિજ પુર[3] સાર, કૃષ્ણિ બલભદ્રિ પરવર્યું એ-૩૭
હવિ નેમજિન-તણિ ઉપદેશ, ભવ્ય જન પ્રતિબોધીઆ એ;
તાર્યો એ જીવ અનંત, પાપમિલ[4] સવ સોખીયા યે-૩૮
-હવિ સાંભલું એ તપ વિચાર, પ્રદ્યુમ્ન કેહવાં કરિ એ;
તેહનું એ સુણું વિચાર, તે એ રાસમાં ઉચરિ એ-૩૯

---

૧ ભૂમિ. ૨ પણ. ૩ નગર. ૪ પાપમેલ.

અથ રાગ—અસાઉરિ.

પ્રદ્યુમ્ન મુનિવર તપ કરિ, સખી તપ કરિ મોટાં રે;
કાંઇ મોટાંરે પક્ષ[1] માસ આહાર લીઇ રે—૧
એક ગ્રાસ[2] દોઇ ગ્રાસ લેઇ, સખી નિરજન વનમાં રે;
કોઇ વનમાં રે રહીનિ, ધ્યાન ધરિ એ—૨
ઉણ્ણુકાલિ[3] ગિરિવર ચઢી, સખી લૂઅની ઝાલ રે;
કાંઇ ઝાલનિ અંગિ સહિ મુનિવર તદા એ—૩
શીતકાલિ નદી તટિ, સખી ટાઢડી વાઇ નિ;
કાંઇ વાયિનિ થાઇ અંગિ દુબલા એ—૪
વૃષાકાલિ વૃષ મૂલિ, સખી રહિતું એ નિરધાર નિ;
નિરધારનિ ડંસ મસક પરિસા સહિ એ—૫
સોવન થાલ ભોજન કરતું, સખી કરપાત્રિ[4] આહાર રે;
કાંઇ આહાર નિ પાણી, એક ઠાંમિ કરીએ—૬
હસ્તિ ઘોડિ ચાલતુ, સખી હાલતું દેશ રે;
કાંઇ દેશ રે વિદેશિ, તે વ્યાહાર[5] કરિ એ—૭
મસ્તકિ છત્ર તે તાંણીઇ, સખી જાણીઇ એહ રે;
કાંઇ તેહ રે તડકિ, દાઝિ દેહડી રે—૮
સંથાઇ[6] તે પુઢતું, સખી ભૂઇ[7] તલિ ખૂચિ રે;
કાંઇ ખૂચિ રે અંગિ કાંકર કાંટડા[8] રે—૯
વસ્ત્ર શૃંગાર તે પિહિરતું, સખી દીસતું રૂડું રે;
કાંઇ રૂડુ નિ સોહિ નગન રૂપ ધરી એ—૧૦
નિત નાહાતું[9] ભોજન કરતું, સખી તે મુનિ મિલ[10] રે;
કાંઇ મિલ નિ અંગિ થર ચઢયા ઘણા એ—૧૧

---

૧ પખાવાડિયે. ૨ કોળીઓ. ૩ ઉન્હાળામાં. ૪ હાથમાં. ૫ વિહાર. ૬ પથારીમાં. ૭ જમીન. ૮ કાંટા. ૯ સ્નાન કરતું. ૧૦ મેલ.

નારી પદ્મપગ ખોલાસિ[1] સખી તુ[2] નિદ્રા આવિ રે;
કાંઇ આવિ નિંદ્રા, પગ કાંટા ઘણા એ-૧૨
ઘર ઘર આહારનિ હિંડતું, સખી અંત્રાય[3] આવિ રે;
કાંઇ નાવિરે ભોજન પાણી પૂરતું એ-૧૩
ખડાવશ્યકનિ[4] જાલવિ, સખી પંચમહાવ્રત રે;
કાંઇ મહાવ્રતનિ પંચ સુમતી[5] ગુપતી[6] ત્રણ્ય રે-૧૪
ચુરાસી સહસ્ર ઉત્તરગુણ, સખી અઢાર સહસ્ર રે,
કાંઇ અઢાર સહસ્ર શીલગુણ પાલતું રે-૧૫
અણોદરી[7] વ્રત આચરિ, સખી રસ કરિ ત્યાગ રે;
કાંઈ ત્યાગ રે બાહ્ય અભ્યંતર સંગ કરિ એ-૧૬
આર્ત્ત રૌદ્ર તે પરહરી, સખી ધર્મનિ ધ્યાન રે;
કાંઇ ધ્યાન રે બલ કર્મ નિજ્જંણી[8] એ-૧૭
હવિ ઘાતકર્મનું[9] ક્ષય કરી, સખી કેવલ જ્ઞાન રે;
કાંઇ કેવલ જ્ઞાન પામ્યું ઉજલું એ-૧૮

અથ રાગ—ધન્યાસી-

એ ઇન્દ્ર નરેંદ્ર વિદ્યાધર આવ્યા, રચના રચિ અપાર;
એક ગઢ ફરતુ એ મંડી, સુવર્ણતણું સુસાર રે-૧
આણંદ ઘણું આણંદ, ગંધકુટી સિંહાસન બિઠા;
ધરિ છત્ર ચમર સુરેંદ્ર, ..........................રે આણંદ-૨
વાખ્યાન કરતા જિન મન હરતા, યતિ શ્રાવકના ભેદ;
ત્રૈલોકયમાં પદારથ સઘલા, બોલિ ચ્યારિ વેદ રે-૩
કૃષ્ણરાય તવ વંદન આવ્યા, પૂજિ મુનિવર પાય;
સંબુકુમાર અનિ[10] અનિરૂધ, પૂજિ વલી વલી પાય રે-૪

---

૧ ચાંપે. ૨ તો. ૩ અંતરાય. ૪ ૭ આવશ્યકને. ૫ સમિતિ. ૬ ગુપ્તિ. ૭ ઉનોદર. ૮ નિર્જરા. ૯ ધાતિયા કર્મનો. ૧૦ અને.

દેશ વિદેશિ વ્યાહાર[1] કીધું, દેઇ ધર્મ ઉપદેશ;
ભવ્ય જીવ તે બહુ પ્રતિબોધ્યા, થાપિ ધર્મ પ્રદેશ રે-૫
જીવ ઘણાનિ ચારિત્ર આપી, વલી કીધા શ્રાવક;
સમ્યક્ત્વ આપી જિનધર્મ થાપી, કીધા ઘણા વિવેક રે-૬
સહુ યતિ હરખ્યા માતાઇ નરખ્યા, શ્રી જિન સહુઇ વંદ્યા;
દીક્ષા લીધી હતી તે સાથિ, તે સહુઇ આણંદ્યા રે-૭

## અથ—ચુપૈ.

હવિ જિનદેવ તે પલ્લવ દેશ ગયા, ભવ્યલોક તે સુખીઆ થયા;
ભાનું સુભાંનું હવા કેવલી, જિન સાથિ તેહજ મુનિ વલી-૧
શ્રી પ્ર મ્ન સાથિ સહુ કોઇ, શ્રી નેમનાથનિ સાથિ હોઇ;
બાર વરસ તવ પુરા થયા, શ્રી નેમના વચન હુઆ-૨
યાદવ વનમાં રમવા ગયા, મદ્ય પીઇનિ તે અવસિ[2] થયા;
આગિ મદ્યમાં પાણી ભલું, પાણી જાણી પીધું નિર્મલું-૩
તહવિ દ્વીપાયન ઋષિરાય, દ્વારિકાં નગરી વન ધ્યાન ધરાય;
મુનિ દેખોનિ કર્યું ઉપસર્ગ, કર્મ બાંધ્યું જાવા નરક.-૪
મુનિ ક્રોધિ તે ઉપનું પુતલું, દ્વારિકાં બાલિ[3] તે ઉજલું;
સંબુકુંમાર નિ અનિરૂધ તદા, દીક્ષા લેવા ગયા તદા-૫
પલ્લવ દેશ જઈ દીક્ષા લીધ, નેમજિન પાસિ જે કાજઞ કીધ;
કૃષ્ણ બલભદ્ર નિસર્યા, દ્વારિકા દાહથી વિલાપ કર્યા-૬
કૃષ્ણનિ તૃષા લાગી વનમાંહિ, બલભદ્ર જલ લેવા ગયું તાંહિ;
તેહવિ જરતકુંમાર આવીઉ, જીવ ભરૂસિ[4] બાણ તાંણીઉ-૭
કૃષ્ણ ચરણતલિ લાગુ તીર, જરતકુંમાર તવ દીઠું વીર;
હારે[5] પાપી બુલાવ્યું સાર, કૃષ્ણિ પ્રાણ મુકયું તેણિ વાર-૮

૧ વિહાર (ભ્રમણ). ૨ ચકચુર. ૩ આગ લગાડી. ૪ જાણીને. ૫ અરે.

બલભદ્રિં લાવ્યું તવ નીર, સુતું દીઠું મોટું વીર;
રીસાણ્યું જાણીનિ ખંધિ લીધ, છ માહના એણીપિરિ કીધ-૯
દેવે પ્રતિબોધ્યુ[1] દીધું દાહ[2], તુંગીગિરિ[3] ઉપરિ ઉછાહ;
ચારિત્ર લીધું વૈરાગ કરી, શ્રીબલભદ્ર મુનિ ભવ તરી-૧૦
એ કથા કહી હરવંશ, રાસમધિ ઇમ કહ્યું વંશ;
અર્થ પૂરૂ તિહાંથી લેયચ્યો, અર્થ પૂરા મનમાંહિ ભાવચો-૧૧
દ્વારિકા બલવાનિ સમિ,[4] દીક્ષા લેવાનિ નિર્ગમિ;
ઘણા ભવ્ય નિકલ્યા સાર, દીક્ષા લેઈ પામ્યા ભવપાર-૧૨
હવિ પ્રદ્યુમ્ન અનિ સંબુકુંમાર, અનિરૂધ એ ત્રણ્ય મુનિ સાર;
એક વેલાંઇ કર્મનિ હણી, મુગતિ[5] પામ્યાં તે સોહામણી-૧૩
મુક્તિ ગયાની વેલા એક, દેવે કીધું બહુ વિવેક;
અજરામર તે સિદ્ધ થઆ, કર્મબંધ સઘલા ગયા-૧૪
સિદ્ધના આઠ ગુણ ઉપના, શ્રી ગિરનાર ઉપર નીપના;
મુક્તિ પુહુતા ગિરનાર ઠામ, પજ્જૂણ શિખર કહિવાઇ નામ-૧૫
સંબુ શિખિર છિ વલી સાર, અનિરૂધ શિખર ભવતાર,
શ્રી ગિરનાર શિખર છિ એહના, નામ જાંણિ સહુ તેહના-૧૬
પલ્લવ દેશથી શ્રી નેમનાથ, આવ્યા મુનિવર સઘલા સાથ;
કર્મ હણીનિ મોક્ષિ ગયા, નેમનાથ વલી સિદ્ધ થયા.-૧૭
કૃષ્ણની રાંણી આઠ જે કહી, સ્ત્રીલિંગ છેદી દેવપદ લહી;
સોલમિ સ્વર્ગિ તે ઉપના, ઇન્દ્ર પદવી કરી નિપના-૧૮
પુનરપિ કાંમરાયનિ નાર, ચારિત્ર પાલી તે નિરધાર;
નિજ તપબલ તે સ્વર્ગિં સહી, સ્ત્રીલિંગ હણી દેવપદ લહી-૧૯
આઉ[6] સૌખ્ય[7] પુરા ભોગવિ, મનુષ્ય થાસિ સૌખ્ય ચોગવી;
પુરૂષ અવતાર લહી તપ કરી, આઠ કર્મ વેગિ[8] નિર્જરી-૨૦

૧ ઉપદેશ દીધો. ૨ દહન. ૩ સિદ્ધક્ષેત્ર માગીતુંગી. ૪ સમયે.
૫ મુક્તિ. ૬ આયુષ્ય. ૭ સુખ. ૮ જલ્દીથી.

હવિ પ્રદ્યુમ્ન મોક્ષિ જે સૌખ્ય, ભોગવિ છિ મોટું દક્ષ;
કરતલ આમલ દીશિ યમ્મ, લોકાલોકની દેખિ તિમ-૨૧
ઉત્પાદ વ્યય ધ્રૌવ સંસ્થાન, દ્રવ્ય જીવનું પામ્યું મન;
અકલ અછેદ્ય અભેદ્ય અપાર, કેવલજ્ઞાન તણું આધાર-૨૨
જન્મ જરા મરણ નહી.જેહનિ, અવિદ્યા નહી સઘલી જેહનિ;
સિદ્ધ નિરંજન પરમાનંદ, ટંકોત્કીર્ણ સહજાનંદ-૨૩
પરમહંસ પરમાત્મા જાણ, તેજ રૂપી નિરગુણ વખાણ;
અજયાજાય છિ જેહનું નામ, પ્રદ્યુમ્ન પાંમ્યું તેહવું ઠામ-૨૪

કાષ્ઠાસંઘ શિરોમણિ જાણ, સહુ ગચ્છ જેહનું કરિ વખાણ;
આદિ ગછ સહુ કો ઇમ કહિ, મોટા મોટેરા મનમાં લહિ-૨૫
નંદીતટ ગછ સોહાંમણું, દક્ષણ દેશમાંહિ અતિ ઘણું;
નંદીતટ નગર છિ તિહાં, ગછ નામ ધરાવ્યું જિહાં-૨૬
વિદ્યા ગુણ વિદ્યાઇ ભર્યું, એ ગુણ સરસ્વતીઇ લેઈ ધર્યું;
ચમરની પીછી જિનવરિ કહી, શાસ્ત્ર પુરાણ આગમમાં લહી-૨૭
શ્રીગૌતમિ ભાખીછિ એહ, એહ વાતનું મ[1] કરસ્યું સંદેહ;
તે માટિ એ શ્રુત કેવલી, ચમરે પીછી ઝાલી નિર્મલી-૨૮

તેહનું ક્રમિ સમંતભદ્ર હવા, જાણે શ્રુતકેવલી અભિનવા;
લોહાચાર્ય વલી ગુણવંત, પદ્મનંદિ માથુર ગછ સંત-૨૯
કેશવસેન જિનસેન સૂરીશ, હરિવંશ વડુ રચીઉ મુનીશ;
એ સહુ કાષ્ઠાસંઘના ઉદ્યોત, યમ સૂરયકેરી[2] ઘણુ ચોતિ[3]-૩૦
વલી પછિ જિનસેન સુરેંદ્ર, જેહનિ માનિ સહુ મુણેંદ્ર;
મહાપુરાણ રચીઉ ઉત્તંગ, કાષ્ઠાસંઘમાં રાખિ રંગ-૩૧
મહાસેન સૂરિવર બુધ ભાણ, પ્રદ્યુમ્ન કાવ્યનું કરૂં વખાણ;
તે સૂરીશ જાણું કાષ્ઠાસંઘ; સકલ વાદીગજ મોટું સંઘ-૩૨

---

૧ નહીં. ૨ સૂર્યની. ૩ પ્રકાશ.

જે અકલંક હવું વાદેંદ્ર, અષ્ટ સહસ્રી રચી કવેંદ્ર;
તે કાષ્ટાસંઘિ ગુણનિલું, પાત્ર કેશરી હવું તે ભલું-૩૩
હવિ નેપસેન ગુરૂ ગુણવંત, રામસેન વસિ માહંત;
નેમસેન તસ પાટિ સૂર; જ્ઞાનવંત ચારિત્ર પૂર-૩૪
નંદીતટ ગછમાંહિ ધીર, વાદીગજેન્દ્ર હવા મહાવીર;
વાસવસેન સૂરિ ઉત્તંગ, રત્નકીર્તિ હવા અભંગ-૩૫
લક્ષ્મસેન ભટ્ટારક ભલા, ધર્મ ધ્યાનિ હવા નિર્મલા;
વિમલસેન વિમલ યશ ચંગ, કાષ્ટાસંઘનું રાખ્યું રંગ-૩૬
વિશાલકીર્તિ ભટ્ટારક જાણ, વિશ્વ જેહનું કરિ વખાણ;
વિશ્વસેન વિદ્યાવંત ઘણા, પાર ન પામું તેહજ તણા-૩૭
તેહ પટ્ટિ વાદીગજ કેશરી, વાદ કરિની જયશ્રી વરિ;
જે ભટ્ટારક કોટિ મુકુટ, ષટ્ દર્શનું વાદી સુભટ-૩૮
વિદ્યાભૂષણ જેહ સૂરીશ, સકલ સૂરીશ્વર નામિ[1] શીષ;
ગ્રંથ ઘણા કીધા ઉદ્ધાર, પૂજા પાઠ રચ્યા વિસ્તાર-૩૯
ઠામિ ઠામિ જિનવર-પ્રાસાદ, પ્રતિષ્ઠા કીધી આહ્લાદ;
સૂરમંત્ર જેહનિ પ્રત્યક્ષ, એહ વાત જાણિ જિન લક્ષ-૪૦
તેહ પટ્ટિ દીપિ યમ સૂર, જ્ઞાનવંત વિદ્યાનું પૂર;
શ્રીભૂષણ સૂરિવર યગસાર, વર્તાવિ જિનધર્મ અપાર-૪૧
શ્રી પ્રદ્યુમ્ન તણું એ રાસ, રચીઉ ચંદ્રપ્રભુની પાસ;
પ્રદ્યમ્ન કાવ્ય વ્યાખ્યાન વાંચીઉં, ત્યારિ એ ચરિત્ર મનમાં
સંચીઉં-૪૨
કાષ્ઠાસંઘ સૂરત ગુણવંત, તેહ નગરના ગુણ બોલંત;
સુરત નગરના ગુણ છિ ઘણા, પાર ન પામું તેહજ તણા-૪૩
દેશ વિદેશ જાણીતું નામ, સૂર્યપુર[2] છિ મોટું ઠામ;

---

૧ નમસ્કાર કરે. ૨ સુરત.

દેશ વિદેશના આવિ લોક, વ્યાપારી નામ લીઇ થોક—૪૪
પાગડબંધ આવિ વાહાંણ, એ મોટા છિ સમુદ્રનાં વાંન;
જે દેખીતાં અતિ ઉત્તંગ, જાણે પર્વતનાં એ શૃંગ—૪૫
માણિક મોતી પરવાલાં બહુ, હીરા ચુની સુવર્ણ સહુ;
રુપું તરવું ત્રાંબુ ચંગ, પિત્તલ કથીર નિહાર શુભ રંગ—૪૬
મેવા નતિ વિવિધ પ્રકાર, ખજૂર ખલિલાં દ્રાખ અપાર;
અખોડ પસ્તાં બદામ, ખારિક શ્રીફલ છિ ઉદામ—૪૭
અનેક વસ્તુના છિ કોઠાર, ચતુર[1] ચહુટાના[2] વિસ્તાર;
ધવલ[3] ગૃહ દીશિ ઉત્તંગ, ચિત્રશાલ ચિત્રિત મનરંગ—૪૮
ઘિર ઘિર ઉછવ દીશિ ઘણા, ગીત ગાન વાજિંણ નહિ મણા;
દાનવંત લોક બહુ વસિ, નિજ નિજ ધર્મ સહુ ઉલ્લસિ—૪૯
નરના દેવ સમાન તે રૂપ, વૈશ[4] વંશાન માનિ ભૂપ;
નારિ જાંણિ છિ અપસરા, રૂપ શૃંગાર સોહિ વરા—૫૦
અહિનિસિ[5] ધર્મધ્યાન કીજીઇ, માનવ-ભવ ફલ ઇમ લીજીઇ;
નાતિ[6] ચુરાસીનુ[7] જિહાં વાસ, તિહાં શાસ્ત્રતણું અભ્યાસ—૫૧
તિહાં નાતિશિરોમણ નરસંઘપુરા,[8] સહુમાંહિ દિશિ નરવરા[9];
જેહવું નામ તેહવું પરિણામ, સદા આનંદ નિ સૌખનું ધામ—૫૨
દાનવંતા ગુણવંતા સૂર, સદા આનંદી સુખના પુર;
નરસંઘપુરાના ગુણ છિ ઘણા, કાષ્ઠાસંઘી સોહામણા—૫૩
તે નયરમાહિ સોહિ પ્રાસાદ[10], ચંદ્રપ્રભ[11] આપિ આહ્લાદ;
તે જિનવરનું મહિમા ઘણું, પાર ન પામું તેહજતણું—૫૪

૧ ચારે બાજુએ. ૨ બજારો. ૩ ઉજળાં. ૪ વૈસ્ય. ૫ રાત્રિદિન. ૬ જ્ઞાતિ. ૭ ચોર્યાસી. ૮ નૃસિંહપુરા. ૯ શ્રેષ્ઠ. ૧૦ મંદિર (દહેરૂં). ૧૧ મૂળનાયક શ્રી ચંદ્રપ્રભુ.

ચુથા કાલની[1] પ્રતિમા એહ, તે માટિ મહિમા છિ જેહ;
મનમોહન પ્રાસાદનું નામ, ચંદ્રપ્રભ જિનવરનું ધામ-૫૫
તે જિનચંદ્રપ્રભનિ પાસિ, રચીઉ રાસ તે મન ઉલ્લાસિ;
રાગ ઢાલ કરી રચીઉ એહ, ભાવ શુદ્ધિ કરી ભણુયો સ્નેહ-૫૬
સંવત સોલસિછપનું[2] જાણુ, પોષ સુદિ તેરસિ સુખ ખાંણુ;
બુધવાર તે બુધિ[3] દાતાર, કવિ જનનિ તે સદા સુખકાર-૫૭
કાષ્ઠાસંઘ નંદીતટ સાર, વિદ્યાગુણ વિદ્યા-આધાર;
રામસેનાન્વય નેમસેન-વંશ, ગછ[4] દિગમ્બરના તિહાં
અવતંસ-૫૮
તેહ અનુક્રમે વિશ્વસેન હવા, જ્ઞાનવંત વાદિ અભિનવા;
તેહનિ પાટિ[5] હવા બુધિભાણુ, વિદ્યાભૂષણ સૂરિવર જાણુ-૫૯
તેહ ગુરૂના ચરણ-પ્રસાદ, કહિ શ્રીભૂષણ[6] મન આલ્હાદ;
ભણુયો[7] ગણુયો રાસ[8] તુરંગ, માન મહત્વ પામિ ઉત્તંગ-૬૦
મેરૂ પૃથ્વી ભુમંડલ રહિ[9], સૂર[10] ચંદ[11] વલી થિર[12] તે
કહિ[13];
ચિર[14] નંદુ[15] રાસ સુસાર, સંઘ ચતુર્વિધનિ[16] જયકાર[17]-૬૧

ઇતિ પ્રદ્યુમ્નરાસ સંપૂર્ણ.

---

૧ ચોથા કાળની. ૨ વિ. સં. ૧૬૫૬. ૩ બુદ્ધિ. ૪ ગચ્છ. ૫ ગાદીએ. ૬ ભ૦ શ્રીભૂષણજી આ ગ્રંથના કર્તા. ૭ વાંચજો. ૮ વિચારજો. ૯ જ્યાં સુધી મેરૂ પૃથ્વિ ભૂમંડળ હયાત રહે. ૧૦ સૂર્ય. ૧૧ ચંદ્ર. ૧૨ કાયમ. ૧૩ રહે ત્યાં સુધી. ૧૪ ઘણા કાળ સુધી. ૧૫ વખાણુ થાઓ. ૧૬ મુનિ આર્જિકા, શ્રાવક શ્રાવિકા એ ચારે સંઘનો. ૧૭ જય જયકાર થાઓ.

( संवत् १७०१ वर्षे आसो सुदि १४ बुधे श्रीमत् काष्ठासंघे नंदीतटगच्छे विद्यागणे भट्टारकश्रीरामसेनान्वये तदनुक्रमेण भट्टारकश्रीभूषण तत्पट्टे भट्टारकचंद्रकीर्ति तत्पट्टे भट्टारकश्रीराजकीर्ति तत्पट्टे भट्टारकश्री५लक्ष्मीसेनविजयराज्ये श्रीसूरतबंदरे श्रीचंद्रप्रभुचैत्यालये ब्र० इन्द्रजीना लिखितं इदं पुस्तकम् । )

**અર્થ**—વિક્રમ સંવત ૧૭૦૧ આસો સુદ ૧૪ ને બુધવારે **શ્રી** કાષ્ટાસંઘના નંદીતટ ગચ્છ ને વિદ્યાગણમાં **શ્રી** ૧૦૮ ભટ્ટારક **શ્રી** રામસેનની ગાદીએ અનુક્રમે થયેલા ભટ્ટારક **શ્રીભૂષણ** તેમના શિષ્ય ભ૦ ચંદ્રકીર્તિ, તેમના શિષ્ય ભ૦ રાજકીર્તિ ને તેમના શિષ્ય ભટ્ટારક **શ્રી લક્ષ્મીસેનના** શાસનકાળ (હયાતી)માં **શ્રી સુરત બંદરમાં** (ગોપીપુરામાં કાયસ્થ મોહોલ્લામાં આવેલા **શ્રી** ચંદ્રપ્રભુ ચૈત્યાલયમાં) **બ્રહ્મચારી ઇન્દ્રજીએ** આ પુસ્તક લખ્યું **છે** (ઉતારો કર્યો છે.)